# આંખ
-ની-
# શાર્મ




લેખક.. નવનીતરાય બી. એ. (ઓનર્સ)

વાડીયા મુવીટોનના ધ્યેયલક્ષી હિંદી
સમાજ ચિત્ર 'આંખ-કી-શર્મ' ઉપરથી...

# આંખ-ની-શર્મ

આલેખનાર
**નવનીતરાય**
બી. એ. (ઓનર્સ)

પ્રકાશક
(પ્રબોધનકાર) કે. સી. ઠાકરે,
લવજી કૅસલ, પરેલ,
મુંબઈ નં. ૧૨

# અર્પણ



કલાભક્ત
દિગ્દર્શક

સ્નેહી જ્યેષ્ઠ બંધુતુલ્ય

નંદલાલ જસવંતલાલને...



મુદ્રક:—જયરામ હિરાજી દેસાઈ, રાષ્ટ્રવૈભવ પ્રેસ, ગિરગાંવ મુંબઈ, નં. ૪.
પ્રકાશક:—કે. સી. ઠાકરે, લવજી કૅસલ, પરેલ, મુંબઈ નં. ૧૨.

# બે બોલ

નવલકથા ઉપરથી અનેક હિંદી ચિત્રો ઉતર્યાં છે. ઉચ્ચ કોટીના હિંદી ચિત્રો ઉપરથી નવલકથા ભાગ્યેજ લખાઈ હશે. એ દિશામાં મારો આ પહેલો પ્રયાસ છે.

વાડીયા મુવીટોને બનાવેલું સામાજીક હિંદી ચિત્ર ' આંખ–કી–શર્મ' ' મેં જોયું અને મને ખુબ ગમ્યું. ઘણુંજ સુન્દર અને ભાવવાહિ એ ચિત્ર હતું. શ્રી. વાડીયાશેઠને મેં કહ્યું કે ' આ ચિત્ર ઉપરથી ગુજરાતીમાં નવલકથા લખાવી જોઇએ. ' શ્રી. વાડીયા શેઠે આ સુચનાને વધાવી લીધી અને મને ખરા અંતઃકરણથી પ્રહોત્સાન આપ્યું.

ચિત્રની કથા તદ્દન સાદી અને હિંદના દરેકે દરેક ઘરમાં થોડા વત્તા અંશે બનતી આવેલી છે. વ્હાલસોયા પિતાનો પુત્ર બેકદરદાન નીકળ્યો. પ્રેમસ્રોત ભરી માતા પત્નિ અને બહેનને ઠોકરે મારી. સર્વ કોઇએ સહનશીલતાનું તપ કર્યું. ઘરના દરેક સ્નેહિ એ તપના તપસ્વી બન્યાં. આર્યભાવના અને સંસ્કારે સ્વછંદી અને પ્રમાદી પુત્રને નવું જીવન જીવતો કર્યો.

મુળ કથા શ્રી. પંડિત ઇન્દ્ર અને શ્રી. જે. બી. એચ. વાડીયાના સહપ્રયત્નનું ફળ છે. આર્યભાવના અને સંસ્કારની પ્રતિભાની સુન્દર પીછાન આપી છે. દીગદર્શક બલવન્ત ભટ્ટે એકે એક અક્ષરને સુન્દર ચિત્ર દેહ આપી '**આંખ–કી–શર્મ**' ને પ્રાણવાન અને પ્રતિભાશાળી ચિત્ર બનાવ્યું છે. તે પ્રતિભા અને પ્રાણ મારી લખેલી કથામાં આવ્યા કે નહિ તે કલ્પવાનુ વાંચકને શીરે છોડું છું.

લેખનકળા મને સાધ્ય નથી. આ એક પ્રયાસ કર્યો છે. કોઈ સૂચન કરશે તો ભવિષ્યમાં ભૂલો સુધારવાનો પ્રયત્ન કરીશ.

શ્રી. વાડીયા શેઠના પ્રહોત્સન, અમૂલ્ય સુચના અને સહકાર માટે તેમનો જેટલો આભાર માનુ તેટલો ઓછો છે.

૪૨, વાલકેશ્વર રોડ, મુંબઇ. ૬.
૧૮–૮–૪૩.

**નવનીતરાય.**

# પ્રકરણ પહેલું.

## લગ્ન

લગ્ન એ મનુષ્ય જીવનમાં એક સોનેરી પ્રસંગ છે. જીંદગીના સુખ દુઃખનો ઘણો ખરો ભાગ એ પ્રસંગ નક્કી કરે છે. કેટલાક ખુબ સુખી થાય છે. કેટલાક બહુ દુઃખી થાય છે. વિચિત્ર મનુષ્ય સ્વભાવનું સુખ દુઃખ પણ એક સુન્દર દર્પણ છે. છતાં પરણનારના માતાપિતા તો એ પ્રસંગને ખુબજ આનંદથી માણે છે; અને જીવનનું એક મહાન કાર્ય કરી 'હાશ' અનુભવે છે.

શ્રી. બનારસીલાલ પોલીસ ઓફીસરની નોકરીથી ફારેગ થયા; અને પોતાના એકના એક લાડકા દીકરા વસંતને પરણાવી લાવ્યા. સૌકોઈ આનંદમય હતા. શ્રી. બનારસીલાલના આનંદનો કોઇ પાર નથી. આજે તેઓ હર્ષોન્મત હતા. વૃદ્ધ પાંડેજી શ્રી. બનારસીલાલના સમકાલીન હતા. સાધારણ વાતમાંથી પણ હાસ્ય ઉપજાવી કાઢવાની કળા તેમને સિદ્ધહસ્ત હતી.

વસંતને પરણાવી વહુ સાથે આખુ જાનૈયા મંડળ ઘેર આવતું હતું. રંગબેરંગી કપડાંમાં સજ્જ થયેલા જાનૈયા પણ શ્રી. બનારસીલાલના હર્ષને વધાવતા હતા. મેઘધનુષના રંગે રંગાયેલી સાડી અને પોલક પહેરેલી જાનડીઓ પણ હલકમલક ગીતો ગાતી એકમેકની મીઠી મશ્કરી કરતી વહુની ગાડીની પાછળ ચાલતી હતી. રસ્તે ચાલતાં શ્રી. બનારસીલાલને ઘણા ઓળખીતાઓ અને શુભેચ્છકો મળતા અને વસંતના જીવનની સાફલ્યતા ઇચ્છતા. બેન્ડવાળાઓ પણ તાનમાં આવી પોતાની સંપૂર્ણકળા પ્રદર્શિત કરવાના પ્રયત્ને

કરતા હતા. વસંતના ઘોડા આગળ ચાલતા જાનૈયા અંદર અંદર ખુશ મિજાજમાં વાતચીત કરતા ચાલતા હતા. એટલામાં બનારસીલાલ આગળ ધસી આવ્યા અને બેન્ડવાળાઓને ઉદ્દેશી બોલી ઉઠયા.

"અરે ભાઇઓ! કંઈ દીલને આરામ થઇ જાય એવી ચીજ સંભળાવો. મારા પુત્રના લગ્ન છે" અને જોરથી હસી પડયા. એટલામાં વૃદ્ધ પાંડેજી ગેરૂરંગનું બદન ચઢાવી અઢારમી સદીના ચશ્મા પહેરી મ્હોં મટકાવતા આગળ આવ્યા અને કહેવા લગ્યા." ઇન્સ્પેકટર સાહેબ, આજે તો એક ગોળી ખાવી પડશે" અને ભાંગની ગોળી લઈ શ્રી. બનારસીલાલને આપવા હાથ લંબાવ્યો. "પાંડેજી, જો બન્દુક ચલાવવાવાળા ભાંગની ગોળી ખાશે તો પછી તમારા જેવા માળા ફેરવવાવાળા શું કરશે?" અને સૌ કોઇ હસી પડયા—

વરઘોડામાં અનેક પ્રકારની વ્યક્તિઓ આવે છે. આનંદ નામનો યુવક આનંદનો અવતાર હતો. આનંદ સૌકોઇનો આનંદ પ્રેરતો છતાં પોતે તો આનંદ નજ કરી શકતો. પ્રભુએ જરા વક્ર દૃષ્ટિ રાખી હતી. આનંદમાં અક્કલનું પ્રમાણ થોડું હતું. વગર સમજ્યે જેમ ફાવે તેમ બોલી જવું અને પછી તેનું પરિણામ જોઈ આનંદને જમીનમાં પેસી જવાનું મન થતું. આનંદે ચમકતી રેશમી સેરવાણી અને પાયજામો પહેર્યો હતો. માથે કાશ્મીરી ટોપી પહેરી પાન ખાઈ મ્હોં મલકાવતો વસંતના ઘોડા પાસે જઈ પહોંચ્યો. વસંતને વરરાજાનાં સ્વાંગમાં બેઠેલો જોઈ આનંદને પણ પોતાનો લગ્ન દિવસ યાદ આવ્યો. વસંતના ઘોડાની પાછળ વસંતની વહુ રથમાં બેઠી હતી. આનંદ વસંતની વહુને જોઈ વસંત પાસે આવ્યો અને ધીરેથી બોલ્યો.

"વસંત ભાઈ, રથમાં એક જગ્યા ખાલી છે. ભાભી તો જાણે ચંદ્રમાનો ટુકડો. મારી આંખો તો એને જોતાં થાકતી નથી—"

" હશે આનંદ, તારી વાત ખરી હશે પણ એની પાસે કોઈ એવું છે ને–" કંટાળતો વસંત કતરાતી આંખે રથ તરફ જોઈ રહ્યો પણ એને ' ચાંદનો ટુકડો ' દેખાયો નહિ.

વરઘોડો ધીમે કદમે આગળ ચાલતો હતો. બનારસીલાલ આનંદમય હોઈ કેટલીકવાર વગરઇચ્છાએ મસ્તક પણ હલાવતા અને સાથે સાથે કસુંબા રંગી નવી પાઘડીની ઝાલર પણ હાલી ઉઠતી. બેન્ડવાલા પોતાની કળાને શોભાવવા વધારે જોરથી શોર કરતા. ત્યાં એક દુકાનદાર સામે જ આવ્યો અને બનારસીલાલને 'નમસ્તે' કર્યા.

" બનારસીલાલજી, દીકરાને પરણાવી લાવ્યા અને તમારૂ જીવન સાર્થક કર્યું. મને તો વરઘોડામાં પણ ન લઈ ગયા. વેહવાઇએ ખુબ ભેટો આપી હશે. "

બનારસીલાલ હસ્યા અને બોલ્યા. " વધારે નથી આપી. બધું મળીને બે ત્રણ હજારનો માલ હશે. " પાંડેજીને આ સાંભળી ખોટુ લાગ્યું અને જોરથી બોલી ઉઠયા.

" જુઠી વાત. દશલાખ રૂપીઆની કિમ્મત. "

" હાં હાં. પાન્ડેજી, કેમ કંઈ મગજ ઠેકાણે છે કે ? "

" નહિ. એક કરોડ રૂપીઆની કિમ્મત. "

બનારસીલાલના આશ્ચર્યનો પાર ન રહ્યો. પાંડેજી હસ્યા અને બોલ્યા.

" વહુ ! શું એક કરોડ રૂપીઆની નહિ ? "

" અરે પાન્ડેજી એ તો અણમોલ છે. " અને જાનૈયાઓમાં પણ હાસ્યનું મોજું ફરી વળ્યું.

વસંતની વહુ શ્યામાએ પોતાનું મુખડું રથના ચકની બહાર કાઢ્યું. શું રૂપરૂપનો અંબાર ! જાણે બ્રહ્માએ ફુરસદમાં ઘડેલી પ્રતિમા ! એનાં હરણાં સરખાં નયનો ચારે તરફ ફરી વળ્યાં. રથમાં બેઠેલી

એક આધેડ બાઇથી આ સહન ન થયું. વહુને ચુંટલી ખણી અને બોલી-" શ્યામા, જરા સીધી બેસ. આંખ તાણી તાણીને શું જોયા કરે છે. રાત તમારી એકલાની છે..."

શ્યામાના મુખમાંથી પહેલો શબ્દ બહાર પડ્યો " હું ક્યાં એને જોઉં છું " અને મુખડું અંદર લઈ લીધું.

" લે ભાઈ-લે. હુંજ આ પડદો ઉઘાડી નાંખુ છું. પેટ ભરીને જોઈ લે...." કહી રથનો ચક ઉઘાડી નાંખ્યો. શ્યામા ગભરાઈ ગઈ, અને ચક એકદમ બંધ કરી દીધો.

વરઘોડો હવે રસ્તાના વળાંક ઉપર આવી જરાક થોભ્યો. એક પાનવાલીની નાની દુકાનમાંથી ઘરડો અવાજ આવ્યો.

" કોટવાલ સાહેબ, વહુને પહેલું પાન હું ખવડાવીશ. " પાન્ડેજીનો મિજાજ ખસી ગયો, અને બરાડી ઉઠ્યા.

" તું શું પાન ખવડાવતી હતી ? વહુને પાન ખવડાવશે જે વર લઇ આવ્યો હોય તે. શું બેશરમ જાત છે. " અને ખેસથી પવન ખાવા લાગ્યા. ઘરડી પાનવાલીનું હાસ્ય ઢંકાયું રહ્યું નહિ.

" અરે પાંડેજી-મારૂ પાન ખાઈ ખાઇને તો ઘરડા થયા; હવે મારી જ વિરુદ્ધ કે-યાદ રાખજો. આવજો હવે પાન ખાવા. "

" લાવ ભાઈ-લાવ-રામ રામ રામ. શું આ લોકોની આફત છે. "

પાંડેજી પાન લઈ શ્યામા વહુના રથ તરફ પાવડી ખખડાવતા ચાલ્યા. ત્યાં એક યુવકને જોઈ પાંડેજીના ચશ્મા ઉંચા ચઢી ગયા. બિહારીને સૌ કોઇ બદમાશ તરીકે ઓળખતા. ગામની વહુ દીકરીની મશ્કરી કરવાનો બિહારીનો ઇજારો હતો. શરાબ વેશ્યા જુગારનો શોખીન હતો અને ' રાતના રાજા ' તરીકે ઓળખાતો. મહોલ્લાની સ્ત્રીઓ પણ બિહારીને આવતો જોઈ ઘરમાં ભરાઈ જતી. હાથમા

' હેટ ' રાખી બિહારી શ્યામાના મુખડાનું દર્શન કરી રહ્યો હતો. અને રથની ચાલમાં ચાલ પુરાવતો હતો. પાંડેજીનો ભયંકર સાદ ચારે કોર સંભળાઇ રહ્યો.

" બિહારી. અહીં શું કરે છે. આગળ મરદ વર્ગમાં જા."

બિહારીની આંખ ફરી ગઇ. ઝડપથી માથા ઉપર હેટ મૂકી દીધી અને બોલ્યો.

" Shut up. "

પાંડેજી તો પૂરેપૂરા બ્રાહ્મણ હતા. અંગ્રેજી શબ્દે પણ કાન અપ-વિત્ર બની જાય એવી તેમની માન્યતા હતી. પાંડેજીનો મિજાજ વધારે ગયો.

" ખટ રપ " અને જોરથી પાઘડી ખખડવાતા બનારસીલાલ પાસે આવી પહોંચ્યા.

" પાંડેજી, કેમ પાછળ રહી ગયા. "

" વહુને પાન આપવા ગયો હતો. પેલા પાપીને વરઘોડામાં શા માટે બોલાવ્યો હતો ? "

" કોણ પાપી. ? "

" બિહારી. વસંત એની સાથે દોસ્તી રાખે છે તે ઠીક નથી. આવ્યો ત્યારથી જ વહુના રથની આસપાસ ચક્કર લગાવે છે. "

બંનારસીલાલે આંખ તાણીને રથ તરફ જોવાનો પ્રયત્ન કર્યો. પણ બિહારીને જોઈ શક્યા નહિ. કારણ કે આંખને પણ ઘડપણ આવ્યું હતું.

" મને દૂરની વસ્તુઓ દેખાતી નથી."

" તમને હજાર વાર કહ્યું કે આંખની કંઈ દવા કરાવો. દવા કરાવો. પણ સાંભળે છેજ કોણ ? પાંડેજી તો ગાંડા.... "

એટલામાં બિહારી બનારસીલાલ પાસે આવી પહોંચ્યો. માથેથી હેટ ઉતારી હાથમાં લઇ લીધી અને બનારસીલાલને નમન કર્યું. નમનના જવાબમાં બનારસીલાલ આગળ આવી બોલ્યા" બિહારી-પાંડેજી તને ભાંગ પીવડાવવાના છે." બિહારીના આંખમાંથી અગ્નિ ઝર્યો.

"પાંડેજીના શ્રાધ વખતે હું એકેએક બામણાને ભાંગ પાવાનો છું."

"રામ રામ રામ–આવા શુભ પ્રસંગે પણ આવું અનિષ્ઠ શા માટે બોલે છે? અક્કલ તો ગીરવી મૂકી આવ્યો લાગે છે." પાંડેજી ખેશથી પવન ખાવા લાગ્યા.

"Shut up-કંઇ..."

"ખટરપ–' કહી પાંડેજી દૂર હટી ગયા અને બનારસીલાલ હસી પડયા.

વાજતે ગાજતે વરઘોડો ઘરને આંગણે આવી પહોંચ્યો. આસવ પાલવના તોરણુ અને લીલા કેળથી આંગણાને શણગાર્યું હતું. ધૂપથી હવામાન સુગંધીદાર બન્યું હતું. વસંતની મા અને બહેને વહુને આવકારવા ખૂબ આનંદથી તૈયારી કરી હતી. વસંત ઘોડેથી ઉતરી મા પાસે આવ્યો અને પ્રણામ કર્યા. શ્યામા રથેથી ઉતરી સાસુજીને પાયે પડી. વસંતની નાની બહેન નીરા આગળ આવી અને બોલી—" બહેનનું દેણુ ચુકાવ. પછી જ ઘરમાં જવા દઇશ."

"હા–કેમ નહિ, જરૂર. તને જો ખુશ નહિ કરૂં તો..." શ્યામાના સુન્દર મુખડા ઉપર હાસ્ય ફરકી ગયું.

વસંતની માની આંખમાં હર્ષાશ્રુ આવ્યા અને વહુને બાથમાં લીધી.

"દીકરા–રામ–તું સિતા લાવ્યો."

વસંત અને શ્યામા ભગવતીને ફરીથી પાયે પડ્યા. બેન્ડવાળાઓ પોતાના વાજીંત્ર ઉપર હવે છેલ્લો હાથ અજમાવતા હતા; અને બને

તેટલા જોરથી શ્વાસ ફૂંકતા હતા. સૌ કોઇએ મલકાતે મ્હોંએ બનારસીલાલને ‘ જે જે ’ કરી રજા લીધી. બનારસીલાલે સૌને જમવાનું આમંત્રણ આપ્યું. શ્યામા અને વસંત ઘરમાં ગયા. કુળદેવીને પ્રણામ કર્યા.

---

## પ્રકરણ બીજું

### વસ્લની રાત

રજની દેવીએ આખીએ આલમ ઉપર પોતાની સત્તા જમાવી દીધી. શ્યામ રંગની સાડીમાં રૂપેરી ઝળકતા બુટ્ટા જેવા તારાઓ આકાશમાં ચમકતા હતા. દૂર દૂર સાગર ઉપરથી ઠંડી લ્હેરો આવતી અને દીલને ઝઝણાવી મૂકતી. સૌ કોઈ નિંદ્રા દેવીને આહ્‌વાહન આપતા હતા. શ્યામા ધીરે પગલે પોતાના ઓરડામાં આવી. વસંત આરામ ખુરશીમાં પડી આકાશ તરફ જોઈ અગણીત તારાને ગણવાનો વૃથા પ્રયત્ન કરતો હતો. શ્યામાએ બત્તીને વધારે તેજસ્વી બનાવી અને વસંતના ગળામાં ફૂલનો હાર પહેરાવ્યો. વસંતે પણ શ્યામાને ફૂલમાળા પહેરાવી. શ્યામાએ ઘુંઘટ ખોલ્યો ન હતો. વસંત ખુરશી ઉપરથી ઉઠી શ્યામાનો હાથ પકડી તેની પાછળ ઉભો રહ્યો.

“ તારૂં મુખડું બતાવ. ઘુંઘટ કાઢી નાંખ. ” શ્યામાએ ઘુંઘટનો પાલવ વધારે નીચે ખેંચ્યો અને પતિ સ્પર્શે વધારે સંકોચાઈ ગઈ.

“ હવે જરા મહેરબાની કર. ” અને વસંતે શ્યામાને વધારે પોતાની નજીક ખેંચી. વસંતે એક સોનાની માળા શ્યામાના હાથમાં મૂકી દીધી.

“ હવે તો માની જા. ” શ્યામા બોલી શકી નહિ. વધારે સંકો-ચાતી હતી. વસંત મુંઝાયો. જરા ખીજવાયો અને જોરથી સાડી

પકડીને ઘુંઘટ કાઢી નાંખ્યો. સાથે સાથે ચરરર કરતી સાડી પણ ફાટી ગઈ.

"અરે સાડી ફાટી ગઈ. એવું શું કરો છો" રૂપેરી ઘંટડી જેવો શ્યામાનો મંજુલ સ્વર પહેલી જ વાર વસંતે સાંભળ્યો અને એનું દીલ મલકાયું. ખોટો રોષ ધારણ કરી બોલ્યો.

"આવી રીતે નખરાં કરશે તો રોજ એક એક સાડી ફાટી જશે."

શ્યામાએ સ્મીત કર્યું. આખો ઓરડો મીઠા સ્મીતે ભરાઇ ગયો. "પીયરથી સાડી લાવી છું—પણ હું તો તમારે ભરોસે આવી છું." તો "પીયરવાળાને યાદ કરતી નહિ." આમકહી વસંત તાનમાં આવી ગાવા લાગ્યો. 'બાબુલ મોરા નૈહર છૂટોહી જાયે !–છતાં પણ શ્યામાને પીયરની મીઠી યાદ—મા, પિતા, બહેન, ભાઈ સાંભરી આવતા જરા ઉદાસ બની ગઇ. વસંતે શ્યામાના મુખનું અવલોકન કર્યું અને સમજી ગયો કે શ્યામાને પિયર યાદ આવ્યું. કોઈ નહિ જાણે તેમ વસંત શ્યામા માટે એક સુન્દર સાડી લઈ આવ્યો હતો. "ચાલ–હવે આ સાડી પહેરી લે અને પછી ખીર ખાવા બેસીએ;" પરંતુ શ્યામા હજુએ અબોલ રહી. વસંત ખીજાયો અને પાછો ગાવા લાગ્યો. 'બાબુલ મોરા નૈહર છૂટોહી જાય;' શ્યામા ચૂપચાપ બેસી રહી. વસંત અકળાઇ ગયો અને બોલી ઉઠયો." બોલે છે કે નહિ...નહિ તો...તું કાંઈ માશુક નથી કે આટલા બધાં નખરાં કરે. ચાલ–પાસે આવ–મારી બાજુમાં બેસ."

શ્યામા ગભરાઈ ગઈ. શ્યામા પતિની સોડમાં ભરાઈ. પતિના સુંદર મુખ તરફ જોઈ રહી.

"ખબરદાર–હવે જો તારા મા બાપને યાદ કર્યા છે તો." શ્યામા પતિના મુખ સામે તાકીને જોઈ રહી.

"બોલ. યાદ નહિ કરૂં."

શ્યામા અકળાઈ ગઇ. પતિના મીઠા મુખને હાથમાં પકડી બોલી ઉઠી "હવે પીયરને યાદ ન કરૂં." અને પડખામાં છુપાઈ ગઈ. વસંતે શ્યામાના મુખને હાથથી પકડી કહ્યું–'ચાલ હવે રાબડી ખાઇએ.' શ્યામા ગભરાઈ ઉઠી. આર્ય પત્નિ પતિને પોતાનો પરમેશ્વર ગણે છે, તો પછી શ્યામા એક થાળીમાં વસંત સાથે બેસી કેમ ખાઈ શકે! વસંત સમજી ગયો કે શ્યામાને ડરાવી કામ લઈ શકાય. એટલે મોટા સ્વરે બોલી ઉઠ્યો.

'શ્યામા–ચાલ. મારી સાથે ખાવા બેસ.'

'હું પછીથી ખાઇશ.'

'વળી પાછાં નખરાં શરૂ કર્યાં. જોઈ છે કે સામે લાકડી...ચાલ ખાવા માંડ.'

શ્યામાએ વસંતના મ્હોંમાં કોળીયો મુકયો, અને એક કોળીયો પોતાના મુખમાં મુકયો. બીજો કોળીયો વસંતને ખવડાવવા જતા હાથ અચકાયો.

'મારો હાથ એંઠો થઈ ગયો. તમને નહિ ખવડાવાય.' વસંત હસી પડ્યો. અને કહ્યું કે.

'હાં...તારો હાથ એંઠો થઇ જાય. પણ પછી તારા હોઠનું શું કરશું' અને બન્ને હસી પડ્યાં.

વસંત હાથ મ્હોં ધોઇ પલંગ ઉપર પડયો, અને સીગારેટ સળગાવી ફુકવા માંડી. હાલનો કયો યુવક એવો હશે કે સીગારેટ ન પીતો હોય!

'તમે સીગારેટ પીઓ છો તે હું માજીને કહી દઇશ'–સ્મીત કરી વાત કરતાં કરતાં શ્યામા વસંતના પગ ડબાવતી હતી.

'હા. માજીને કહેજે પણ પિતાજીને કહેતી નહિ–નહિતો મને મારી મારીને લોહી કાઢશે.'

'પિતાજી સાથે બોલતી નથી–નહિ તો જરૂર કહી દઉં.' વસંતે વિષયાંતર કરવાનો વિચાર કર્યો અને એકદમ બોલી ઉઠયો. ' શ્યામા, તને ગાયન ગાતાં આવડે છે કે નહિ.'

'નહિ. હું સંગીત શીખી નથી.'

'તો પછી મારી સાથે ગા...સમજી....હું ગાઉં અને તું મારી સાથે ગા! વસંત લ્હેરમાં આવી ગાવા લાગ્યો.—દુનિયા બનાનેવાલે કયોં રાત કરદી છોટી.' શ્યામા વસંતના મુખ તરફ ટગર ટગર જોઇ રહી.

'કેમ–ગાતી કેમ નથી?'

શ્યામા જરા આનંદમાં આવી ગઈ. સ્વામી સંગીત પ્રિય હતો તે જાણી લીધું. મુખ મલકાવી સ્મીત કરી એ બોલી–' પીયરમાં એક ગીત શીખી હતી. તમે કહો તો ગાઉં!'

'ચાલ ત્યારે–તેમ કર–તેજ ગીત ગા.' શ્યામાના કોકીલ કંઠે ઓરડો સંગીતમય બની ગયો.

'મૈં તો દાસી પતિ ચરનનકી
પતી સેવા હી મોક્ષ મુક્તિ હય
નારી કે જીવનકી...મૈં તો દાસી.
બન બન બન ભટકી થી સીતા;
સાવિત્રીને યમકો જીતા
ભરી સભામેં બિકી દ્રોપદી,
પતિ આજ્ઞા સિર ધાર;
યહ સતીયાં ભારતકી શોભા—
લેં ઘર ઘર અવતાર.
પતિ પરમેશ્વર, પતિ પ્રાણેશ્વર,
જ્યોતિ દો નૈનન કી...મૈં તો... ..

ગીત પુરૂં થયું. દૂરની વૃક્ષ ઘટામાં કોયલ ટહુકી. શ્યામાએ સુતેલા પતિ તરફ જોયું. વસંત નિંદ્રાદેવીને આધીન હતો. શ્યામા પતિના ચરણને તકીયો બનાવી સુઇ ગઇ.

---

## પ્રકરણ ત્રીજું

### નણંદ

પ્રાતઃકાળનો સમય સ્ત્રીઓને ખૂબ કામમાં રોકે છે. સહુ કોઈ ઉઠે તે પહેલાં નાની વહુને ઉઠીને દરેકને માટે ચા પાણી બનાવવાના. કચરો કાઢી ઘર સાફ કરવાનું અને પછી પાણી ભરી લાવવાનું. પણ શ્યામાને તો સાસરે આવ્યાને એકજ રાત થઈ હતી. શ્યામાની નાનકડી નણંદ શ્યામાને જોતાં જ શ્યામાના પ્રેમમાં પડી ગઇ હતી. નણંદ ભાભીને ખુબ જ બનતું અને નણંદ ભાભીની મશ્કરી કરવામાં પણ પાછી પડતી નહિ.

વસંતને ચાદર ઓઢાડી શ્યામા પ્રાતઃકાળે નીચે આવી. નિરા એ જોરથી સાદ દીધો.

'ઓ ભાભી, ઓ ભાભી, આટલી ઉતાવળથી કયાં ચાલી? કેમ રાતે ઉંઘ આવી હતી કે?'

'આનો જવાબ તમને મળશે. થોડાક દિવસ થોભી જાવ. તમને નણંદોઈ મળશે ત્યારે હું પુછીશ એજ પ્રશ્ન—સમજ્યાને?'

'મને ઘરમાંથી કાઢવા આવી છે. કેમ ભાભી સાહેબ?'

'તમે અને તમારા ભાઇ પણ મને મારા ઘેરથી પકડી લાવ્યા છો.'

'ભાભી—મારી મીઠી ભાભી' કહી નિરા શ્યામાને વળગી પડી.

'ચાલ હવે કહે કે ભાઇને તું પસંદ આવી?'

શ્યામા ચાળા પાડતી બોલી ' ભાઇને હું પસંદ આવી !—તો પછી એમ કેમ નથી પુછતાં કે મને તમારા ભાઇ પસંદ આવ્યા ? '

' એ તુંજ સમજી જા. તારી લાલ લાલ આંખ, વીખરાયલા વાળ–મસળાઇ ગયેલી માળા, પીંખાઈ ગયેલી સાડી.—હાં હાં બધુંજ મને ખબર છે. ' શ્યામાએ વ્હાલથી નિરાને ગાલમાં ચુંટી ખણી. એટલામાં શ્યામાની સાસુ ભગવતી આવી પહોંચી અને નિરાને ધમકાવવા લાગી.

' નિરા—તું તદ્દન નાલાયક છોકરી છે. સવારનાં પહોરમાં તું શ્યામાને સતાવે છે તે તને શરમ નથી લાગતી ? '

' હોવે, મારી માડી. હવે તું વહુની બની બેઠી. દીકરી જાય કુવામાં.'

' દીકરી તો પરાયુ ધન છે.—મર અહીંથી. તને કોણ મોઢું આપે. ' એટલામાં બનારસીલાલ છાપું વાંચતા વાંચતા શ્યામા અને નિરા પાસે આવ્યા. શ્યામા માથુ ઢાંકી બાજુ ઉપર ખસી ગઇ. બનારસીલાલ હસતા હસતા નિરા પાસે આવ્યા અને કહ્યું કે ' નિરા–ભાભી પસંદ પડી. ?

નિરા એ જરા છણકો કર્યો ' મને તો ભાભીસાહેબ પસંદ છે પણ...' બનારસીલાલ જરા આગળ આવ્યા અને બોલ્યા.

' પણ ... શું ? '

' ભાભીને નણંદ પસંદ ન આવી. '

બનારસીલાલે સસ્મીત સ્યામા તરફ જોયું. શ્યામા મ્હોં છુપાવી એક બાજુ ઉભી રહી.

' ખરી વાત છે–વહુ ? '

શ્યામા મુંગી ઉભી રહી. સસરાજી સાથે કેમ બોલાય ? આર્ય પત્નિને ઘણાજ ધર્મો પાળવાના હોય છે. સસરા ધર્મ પણ ખરોજ.

બનારસીલાલ ભગવતી તરફ જોયું ' હવે ઘરના તાળાં ચાવી વહુને સોંપી દે. તેં બહુ વરસ રાજ કર્યું. '

'પહેલાં તમારી તલવાર વસંતને સોંપો. હવે તમે બહુ નોકરી કરી.' ઘરડી થયેલી ભગવતીએ જુવાન નજરે બનારસીલાલ તરફ જોયું.

' મારી જીંદગીમાં એકજ વાંછના રહી છે. વસંત પોલીસ-ઑફીસર બને. એના અંગ ઉપર મારાથી બેગણા જખ્મ થાય. અને એના પોશાક ઉપર મારા કરતાં ચાર ગણાં ચાંદો હોય......ત્યારે મને નિરાંત થશે. '

' અને મારી વહુ મારા કરતાં પણ હોંશિયાર થાય, ઘરની ફોઝદાર થાય, મારા કરતાં બમણો જશ એને મળે, અને એની ગોદ મારા કરતાં ચાર ગણી ભરાય ત્યારે મને એ... ' આ વૃદ્ધોની વાત સાંભળી નીરા હસી પડી. ' બાપ રે બાપ, ચાર ચાર મારા જેવી નીરા, ચાર ચાર વસંત...કેમ ભાભી, છે હિમ્મત ?' શ્યામા મુખથી જ ' ચૂપ ' નો ઈશારો કરી ચાલી ગઈ. બનારસીલાલે ભગવતી તરફ મીઠી નજરે જોયું. ' વસંત હજુ ઉઠ્યો નથી—નવ વાગી ગયા. '

મીઠું મીઠું હસતા ભગવતીએ કહ્યું ' આજે તો કોઈ વહેલું ઉઠતું હશે. આપણી વાત યાદ કરો—જ્યારે પરણીને પહેલી રાત—પછી ક્યારે ઉઠ્યા હતા... '

બનસારીલાલ અને ભગવતી ખડખડાટ હસી પડ્યાં...નીરા ત્યાંથી પુંઠ ફેરવી નાસી ગઈ.

- - -

## પ્રકરણ ચોથું

## સ્ત્રીઓનો ડાયરો

વસંતના લગ્નને હજી થોડા જ દિવસ વિત્યા હતા. શ્યામા સૌ કોઇનો કુતુહલ અને વાતનો વિષય હતી. મહોલ્લાની ચાર પાંચ સ્ત્રીઓ

બનારસીલાલને ઓટલે ભેગી મળી, અને શ્યામાની મજાક ઉડાવતી હતી. શ્યામાએ ઘુંઘટને સર્વ શબ્દો સામે ઢાલ બનાવી. તોફાની નીરાએ શ્યામાનો ઘુંઘટ જોરથી ખેંચી કાઢયો અને કહેવા લાગી—

'કાકી, આ જુઓ તમારી વહુ, ભાઇની જગ્યાએ હું હોઉં તો આ મુર્તિને પસંદ નહિ કરૂં.'

પાંડેજીના પત્નિ મિશ્રાણી પાંડેજીની વય જેટલાં જ હતાં. પાનનો ડુચો મ્હોંમા રાખી બોલ્યાં.

'બેસ બેસ, મોટી ચીબાવલી. આવી સુંદર વહુ તો આખા શીવ-નગરમાં કોઈ નથી લાવ્યું.'

આવા ડાયરામાં યુવતીઓ આવતાં પણ અચકાતી નથી. આનંદની વહુ રંભા પણ પાંડેજીના પત્નિ પાસે બેસી રસકહાણીનો લાવો લેતી હતી.

'પારકી થાળીમાં ઘી વધારે દેખાય છે.'

એટલામાં એક આધેડ વયની સ્ત્રીએ સુર પૂર્યો કે 'તને કેમ ખોટું લાગે છે? તારી તોલે કોણ આવી શકે? જે દિવસથી તું પરણીને સાસરે આવી તે દિવસથી તેં સાસરાનો ભાર તારે શિર લઈ લીધો છે.'

એટલામાં પાવડી ખખડી અને પાંડેજી મ્હોમાં ભાંગની ગોળી ચાવતા ચાવતા સ્ત્રી સભામાં આવી પહોંચ્યા. કેટલીક વહુઓએ વૃદ્ધ પાંડેજીની લાજ કાઢી. પોતાની ધર્મપત્નિ તરફ જોયું.

'અરે ઓ રામદેવની મા. તું તો અહીં બાલીસ્ટર બની ગઈ અને ઘરમાં તો હાહાકાર મચી ગયો છે.'

'કેમ શું થઇ ગયું? કોઇ મરી ગયું?'

'મરે દુશ્મન; પણ એક વધાઇ છે, આપણી કાળી ગાયને વાછરડો આવ્યો છે. જાવ જલદી જાવ.'

'તમે જાવ, હું પછી આવું છું.'

'હું નહિ જાઉં. ભાંગની અસર ખરાબ થઇ છે. પેટમાં બે ત્રણ શેર લાડુ ન પડે ત્યાં સુધી બેચેનીજ રહેવાની.'

'આખી દુનીયાના લાડુ ખાઈ જાવ છો. પણ કોઈ દિવસ તમારા દીલને એમ નથી થતું કે મારાં બાલ બચ્ચાં માટે કંઇ ઘરે લઈ જાઉં.'

'બાલબચ્ચાં તારાં છે. તારે એની ચિન્તા કરવાની. મારે શું.?' સહુકોઇ હસી પડયા. વસંતની મા પણ બાલ બચ્ચાની જવાબદારી ખંખેરી કાઢનાર આદમી તરફ જોઇ રહી. 'અરે વસંતની મા-હવે તો કાંઇ લાડુ ખવડાવો. ઘરમાં વહુ લાવી છો ને.'

ચબરાક નીરા સૌ કોઇને બનાવતી. બિચારા પાંન્ડેજી પણ તેમાંથી છૂટી શકતા નહિ. 'પાંડેજી-પહેલાં ભાભીનો હાથ જુઓ, પછી લાડુની વાત.'

'અરે નાદાન છોકરી. તું બહુ ચાલાકી કરે છે? હવે આ ઘરમાં તારૂ રાજ નથી. હવે તારે કોઈ બીજુ ઘર શોધી રાખવું પડશે. સમજી?' નીરાની મા ભગવતી નીરાની પડખે ચઢી. 'હું કાંઈ તમારા ઝગડામાં પડવા માંગતી નથી. તમારી આ છોકરી ગળે પડુ છે. પણ પહેલાં શ્યામા વહુનો હાથ જુઓ. શું હવે કાંઇ સંતાન બંતાનનો જોગ છે કે નહિ?'

'નહિ નહિ નહિ. પહેલાં લાડુ પછી બીજી વાત!' એટલામાં નીરા હાથમાં ટોકરી ભરી લાડુ લઈ આવી પહોંચી. રંભા મ્હોં ખોલીને કાંઇ બોલવા જતી હતી ત્યાં તો તેના સ્વામીનાથ આનંદ આવી પહોંચ્યા અને એક આંખને ઇસારે ઘેર આવવાની સુચના કરી. રંભા ધીરેથી એક બાજુથી સરી ગઈ. પાંડેજી એક હાથમાં લાડુ લઈ, બીજા હાથથી શ્યામાનો હાથ જોતા હતા અને મનમાં કંઈ ગણગણતા હતા.

---

# પ્રકરણ પાંચમું

## જોડું

સ્ત્રીના ડાયરામાંથી આનંદ રંભાને આંખોને ઇસારે બોલાવી લાવ્યો. રંભા આજે ખુબ આનંદમાં આવી ગઈ હતી. મ્હોં મચકાવી રંભા બોલી.

'તમને ખબર છે આજે હું ક્યાં ગઈ હતી ?'

'હાં, મને ખબર છે. બજાર જઇ આવી હશે.' અને આનંદે કતરાતી આંખે રંભા તરફ જોયું.

શ્યામળી પણ કોમળાંગી રંભા લટક મટક કરતી અંદરનાં ઓરડામાં ગઈ અને ખરીદેલી વસ્તુનું પ્રદર્શન કરવા બેઠી. આનંદ આશ્ચર્યસહિત રંભા તરફ જોતો જ રહ્યો. રંભા સાબુ, સેન્ટ, પાવડર વગેરે વસ્તુઓ કાઢવા લાગી. આનંદ મ્હોં ચઢાવી બેસી રહ્યો.

'કેમ આ લાવી તે તમને નથી ગમતું ?'

'હા. કેમ નહિ. કેટલા રૂપીઆનું પાણી કરી આવી. આ સાબુને શું કરવાની ?'

'તમે મને રોજ મ્હેંણું મારો છો કે હું કાળી છું. હું દરરોજ એક સાબુથી નાહીશ.'

'બરાબર' કહેતો આનંદ એક સાબુની ગોટી લઇ બહાર દોડ્યો અને મોટો કોલસાનો ટુકડો લઈ પાણીમાં બોળી તે ઉપર સાબુ ઘસતો ઘસતો રંભા પાસે આવ્યો. આનંદના હાથ સાબુના ફીણથી ભરાઈ ગયા હતા.

'કોલસા ઉપર સાબુ ઘસી શા માટે સાબુ બગાડો છો !'

'એ તો હું અખતરો કરૂં છું.'

‘ શાનો ? શું કાંઇ ગાંડા થઇ ગયા છો. ? ”

‘ ના રે ના–ગાંડા થવાની ‘ પ્રેક્ટીસ ’ કરું છુ. ’

‘ તમે તે કાંઈ માણુસ છો ! ’ કંહી રંભાએ છણુકો કર્યો.

‘ હા. હવે નક્કી કરીએ કે તું ગાંડી કે હું ગાંડો ! ’

‘ કેવી રીતે ? ’

‘ જોને, અડધો સાબુ ઘસાઈ ગયો અને ફીણુનો કંઈ પાર નથી. છતાં કોલસાના રંગમા કાંઈ પણુ ફેર ન પડ્યો. ’ કહી આનંદે ફીણુથી ભરેલો કોલસો બતાવ્યો.

‘ મતલબ ? ’ રંભા ચીડાઈ.

‘ કોલસો ગોરો થાય કે ? ’

‘ ફરી જો મારી આવી મજાક કરી તો કંઇક કરી નાંખીશ ’ રંભાએ પગ પછાડી ગુસ્સામાં ઘર ગજાવ્યું.

‘ તો પછી સમજી જા. તને કંઈ ભાન છે? હું કાંઈ લખપતિનો બેટો નથી કે તારા આવા નકામા મોજ શોખ પુરા કરૂં. ’

સામેની અટારીમાં વસંત અને શ્યામા એકમેકની મીઠી મશ્કરી કરતાં દેખાયાં. રંભા તે તરફ ફરીને બોલી ’ કેવી સરસ જોડી! જાણે રાજારાણી. ‘ તને ખબર છે એના પિતા પોલીસ ઈન્સ્પેકટર છે. અને મારા પિતા તો બિચારા પાપડ વેચી વેચીને સ્વધામ પહોંચી ગયા. ’

રંભા મ્હોં મચકોડી ઘરમાં ચાલી ગઇ. આનંદ અટારીમાં લમણે હાથ દઈ ઉભો રહ્યો અને વસંત શ્યામાની વાતચીત સાંભળવા લાગ્યો.

વસંતના હાથમાં સેન્ટ લવેન્ડર અને સાબુના ‘ પેકેટ ’ હતાં. શ્યામા ‘ પેકેટ ’ ને હાથમાં લઇ રમાડતી રમાડતી બોલી.

'મારે આમાનું કંઈ નથી જોઇતું.'

'અરે પણ બાબુજીએ તારા માટે મંગાવ્યું છે.'

'હાં, હશે. પણ મારે માટે એક ખાસ વસ્તુ ખરીદવાનું તો ભૂલી ગયાં.'

'તે શું ?'

'શ્રૃંગાર' અને વસંત તરફ જોઈ મીઠા સ્મીતે મ્હો મલકાવ્યું.

'શું ?' વસંતે ઝીણી મીઠી મજાક ભરી આંખો કાઢી.

'શ્રૃંગાર, ખરેખરો શ્રૃંગાર તો સાજન' કહી શ્યામાએ વસંતની છાતી ઉપર ધીમો ટકોરો કર્યો અને સ્મીતનાં ફુલડાં વેર્યાં.

એટલામાં કોઈનાં બૂટ ખખડયાં. વસંત શ્યામા એકમેકથી દુર જઈ ઉભાં રહ્યાં.

'કોણ છો ?' વસંતે ધીમેથી પછ્યું.

'હો હો...બિહારીભાઇ, આવો આવો. કયાંથી ભૂલા પડયા ?' વસંતે બિહારી સાથે હાથ મીલાવ્યો. બિહારી હસતો હસતો હાથમાં સીગારેટ લઈ ખોટી રીતે મ્હોં બગાડતો બીજા હાથે પેટ દબાવતો બોલી ઉઠયો.

'ભાઇ, ચુરણ લાવ. કોઇપણ જાતનુ ચુરણ લાવ.'

'પણ થયું છે શું !' વસંત મુંઝવણમાં પડયો.

'અરે ભાઈ, તારા લગ્નમાં તેં તો કાંઈ લાડુ ખવડાવ્યા છે કે વાત નહિ.' એમ કહી બિહારીએ ડચકારો બોલાવ્યો.

વસંત હસી પડ્યો અને કહ્યું.

'અન્ન પારકું હતું. શું તારૂ પેટ પણ પારકું હતું ?'

'અરે ભાઈ, બરફી જોઇને કોની જીભ કાબુમાં રહે. આપણાથી ના રહેવાય, અને બિહારીએ તીરછી આંખે શ્યામા તરફ જોયું.

'કેમ ભાભી, હમે તો હવે ચાહપાણીનાં પણ ના રહ્યા કે. ?'

વસંતે સ્મીત કરી શ્યામા તરફ જોયું અને કહ્યું કે 'આ બલાને ગરમ પાણી પાવ.' શ્યામા માથા ઉપર સાડીનો છેડો સંકોરી ચાલી ગઈ.

થોડોક સમય ધુમ્રપાનમાં ગયો અને બિહારીએ વાત ઉપાડી.

'વસંત મીયાં, ભાભી આવી એટલે આપણા એનીલાલને ભુલી ગયો ?'

'શું ?' કહી વસંત હેબતાઇ ગયો.

'હાં, તેના પાંચસો રૂપીયાની સગવડ કરો; નહિ તો અદાલતને આંગણે જવું પડશે.'

ભ્રમર ચઢાવી આંખો ઝીણી કરી વસંત બોલ્યો 'પણ એની તો છ મહિનાની મુદત છે. અને હજુ તો ચાર મહિના પણ નથી થયા.'

બિહારી સીગારેટનો આખો દમ લઈ બોલ્યો.

'હા. એ વાત ખરી. પણ એ કહે છે કે લડાઇનો જમાનો છે. કોણ ક્યાં નાસી જાય તેનો વિશ્વાસ નહિ. માટે પૈસાની સગવડ તો કરવી જ પડશે.'

'તો પછી શું થશે ?' વસંત ખુબ ગભરાઈ ગયો. બિહારીએ અડધી સિગારેટ ફેંકતા કહ્યું.

'એક રસ્તો છે. તને પસંદ હોય તો ?'

'શું ?'

'તારી વહુ ખુબ સુંદર છે.'

વસંતની આંખ લાલ થઈ ગઈ અને ગુસ્સાથી બોલ્યો.

'શું મતલબ ?'

સીગારેટ સળગાવતાં બિહારી બોલ્યો. 'મતલબ બુરી નથી. આજ-કાલ તો લોકો પોતાની સુન્દર વહુના ફોટાઓ કઢાવી, છાપામાં છપાવી પોતાની આબરૂમાં વધારો કરે છે!'

વસંત ગુસ્સાને જેમતેમ રોકતો બોલ્યો.

' એટલે એમ કે દૂનીયાના લોકોને જોવા માટે મારી પત્નિનો ફોટો છપાવું.'

બિહારી શાંત પણ હસતા અવાજે બોલ્યો ' અરે તને ખબર નથી કે આજકાલ તો ખુરશીદ બાનુ, સાધના બોઝ, રતનબાઇ જેવા કલાકારોની પણ છાપાઓમાં તસ્વીરો આવે છે.!'

વસંતનો ગુસ્સો હાથથી ગયો.

' ચુપ કર '

શાન્ત અવાજે બિહારી બોલ્યો.

' પાંચસો રૂપીઆ ?'

વસંત ચિંતાતુર બની ગયો. બિહારી ઉઠવાની તૈયારી કરવા લાગ્યો.

' ઠીક ત્યારે. ' કહી વસંત ઢીલો થઈ ગયો. બિહારી આનંદમાં ગેલ-કરી બોલ્યો.

' સાંજનાં ચાર વાગે બગીચે ફરવા આવજે. હું દરેક સગવડ કરી રાખીશ. '

એટલામાં શ્યામા ચાહ લઈ આવી. ચાહને ઈન્સાફ આપી સીગારેટ પીતો બિહારી વસંત તરફ ભેદક નજર નાંખી ચાલી ગયો.

---

## પ્રકરણ છઠ્ઠું

## વસંત પંચમી.

મીઠી ફોરમથી વાતાવરણ ભરાઈ ગયું. ધીરે ધીરે અનિલની લહેરો છુટતી હતી. દરેકના દીલમાં કંઇક થનગનાટ થતો હતો. વસંતના વાયરાએ યુવાનોના દીલ ચસકાવી દીધાં. વૃદ્ધોના દીલ પણ યુવાન બનવા લાગ્યાં. વસંત પંચમી આવી. કોયલોએ મીઠાં ગાન શરૂ કરી દીધાં

અને પૃથ્વીને કવિતામાં તરબોળ કરી. વસંતના ઉત્સવ માટે ધનીક અને ગરીબ સૌ કોઈ પોતપોતાની શક્તિ પ્રમાણે તૈયારી કરતાં હતાં.

બનારસીલાલને પણ વસંતોત્સવ ઉજવવાનો ઉત્સાહ હતો. કાટ ખાતી બંદૂકને સાફસુફ કરી. માતા પોતાના પહેલા પુત્રને હલાવે હુલાવે તેમ બનારસીલાલ પોતાની બંદુક સાથે ગેલ કરી રહ્યા હતા અને વચ્ચે વચ્ચે હાસ્યના હુંકારા કરતા હતા. એકની એક લાડકી દીકરી નિરા પણ પિતાના આનંદમાં ભાગ ભરાવી રહી હતી. તરવાર લઈને તે આમ તેમ ફેરવતી હતી અને પોતાના દીલના ચળકાટને તલવારના ચળકાટ સાથે મીઠી મુંગી વાત કરાવી રહી હતી. તલવાર ફેરવતાં ફેરવતાં નિરાના એક હાથ ઉપર તલવારની ધાર આવી પડતી હતી. બનારસી-લાલે જોયું અને જરાક આંખ કાઢી. ‘ નીચે મુકી દે. ઉઘાડી તલવાર તને લાગી જશે.’ નિરાના સ્વમાનને આંચકો લાગ્યો. જરાક છણકો કર્યો અને હાથથી તરવાર ઉંચી કરી અને બોલી ‘ તો તલવાર ચલાવવાનો ઇજારો તમેજ રાખ્યો છે શું ? સ્ત્રીઓ તલવાર ન ચલાવી શકે કેમ ? ’ ‘ બેટી માની માફક જીભ ચલાવો જીભ. તોજ તમારાથી સંસારમાં રહેવાશે. ’

એટલામાં વસંત અને શ્યામાની જોડી બનીઠનીને બહાર નીકળી. પરસાળમાં માતા પિતા અને બ્હેન વાતે વળગ્યાં હતાં. બનારસીલાલની આંખ મલકાઇ અને નિરાં તથા ભગવતીએ સ્મીત કર્યું.

‘ જોડી આજે બહાર ચાલી ? ’

‘ ખબર નહિ. ઓ વસંત—બેટા ક્યાં ચાલ્યાં ? ’ આમ કહી બનારસી-લાલ ટહુકયા. વસંત ગભરાઇ ગયો. એના પગ ધ્રુજી ઉઠ્યા.

‘ કોણ–હું, હું તો એકલો જરા ફરવા જાઉં છું. ’

‘ તો ભાભીસાહેબ, આપ ક્યાં પધારો છો. અહીયાં મારી પાસે આવી બેસી જાવ. ’ ચકોર નીરા એકદમ વચ્ચે કુદી પડી.

શ્યામાના શરમાળ મુખ ઉપર લાલી આવી ગઈ. પછી ધીરેથી મંજૂલ સ્વરે કહ્યું.

'મને, એ, બહાર ફરવા લઈ જતા હતા. 'એણેજ' કહ્યું કે ચાલો.'

વસંતે ધીરે ધીરે બારણા તરફ જવા માંડયું. ભગવતી હસી પડી. 'જાવ, વહુ બેટા જાવ. કેવી રાણી જેવી મારી વહુ!' શ્યામા ધીરે ધીરે પતિને પગલે પડી. ભગવતીએ પ્રૌઢ પતિ તરફ જોયું. આંખો સ્મીતથી ભરાઈ ગઈ. બનારસીલાલે ભગવતી તરફ જોયું.

'જોડી ફરવા ગઈ. હાં...યાદ છે તને! પરણ્યાં પછીની પહેલી ચાંદની રાત' વૃદ્ધ જોડાંને પોતાની જુવાની યાદ આવી.

'કેમ? આજે અંધારી રાતે ચાંદની યાદ આવી!'

'અરે બુઢ્ઢી. આ વસંત ઋતુમાં અંધારી રાત ચાંદની રાત કરતાં વધારે મીઠી હોય છે.'

'આ ઋતુમાં નહિ–પેલી ઋતુમાં...' ભગવતીએ આંખનો મોહક ચમકારો કર્યો.

'હાં...એ દિવસો ચાલી ગયા. એ તો સ્વપ્ન બની ગયું.'

'હવે કામ કરશો કે નહિ! સફેદ મુછો થઇ ગઈ તો એ હવે જુવાન બનવા લાગ્યા.'

'અરે તું તો ચહેરામાં જુવાની શોધી રહી છે પગલી! તને ખબર નથી. એ ચહેરામાં નહિં દીલમાં–ખુબ ઉંડે ઉંડે–રહે છે.'

ભગવતી અને બનારસીલાલ હસી પડયા. અને બુઢ્ઢી જોડીના જુવાન હાસ્યે ઘરની ભીંતો હાલતી લાગતી.

× × × ×

વસંત અને શ્યામા જાહેર બગીચે ફરવા ગયા. વસંત ગંભીર દીલે ચાલતો હતો. એને બિહારીની વાત યાદ આવી. શ્યામાનો ઉપયોગ

થવાનો હતો. સારો કે નરસો ?–એ નક્કી કરી શક્યો નહિ. શ્યામા પતિની ગંભીર મુખમુદ્રા તરફ જોઈ રહી હતી. એટલામાં બિહારી આવ્યો અને બોલી ઉઠ્યો. ' વસંત ભાઇ આવી પહોંચ્યા. ચાલો. ખુબ સરસ થયું. શ્યામા ભાભી, નમસ્કાર ' બિહારી હસ્યો. એને એ હાસ્ય ભયંકર લાગ્યું.

કેમેરો ગોઠવાઈ ગયો. છબી પાડનાર છબીની પ્રાથમિક તૈયારી કરી રહ્યો; અને બિહારીએ વસંત તરફ સૂચક દૃષ્ટિએ જોયું. વસંતે શ્યામા તરફ જોયું અને કહ્યું. ' અહીંઆ ઉભી રહે. '

શ્યામા ગભરાઈ ગઈ અને બોલી ઉઠી.

' આ શું છે ? હું તો કાંઈ ઉભી રહેતી નથી ! '

વસંત જરા કડક બન્યો. ' ચુપ કર. ' અને પછી ધીમેથી મીઠી જબાને બોલ્યો ' શું તારી છબી મારી પાસે ન રહેવી જોઇએ ? '

એટલામાં આનંદ પણ જોરથી બોલી ઉઠ્યો. ' જુઓ ભાભી. વસંતને પોલીસમાં નોકરી મળશે અને જાપાન બાપાન જવાનું થશે તો પછી વસંત ભાઈ પાસે એક તમારી છબી જોઇયેને ! કેવી ડાહી છે મારી ભાભી ! '

વસંતે મીઠા હાસ્યથી શ્યામા તરફ જોયું અને શ્યામા કેમેરા સામે ઉભી રહી.

છબી પાડનારે ' ટક ' કરતી સ્વીચ ડબાવી અને શ્યામાનું સુંદર મુખડુ કેમેરામાં ઝડપાઈ ગયું.

બિહારી જોરથી હસી પડયો. અને અંગ્રેજીમાં બરાડી ઉઠ્યો. ' Thanks '.

વસંત અને શ્યામા બગીચામાં આમતેમ ફરી ઘર તરફ વળ્યાં.

આજે વસંત પંચમીનો તહેવાર હતો. સૌ કોઈના દીલ નાચી રહ્યા હતાં. છોકરીઓ રંગ બેરંગી ચુંદડીઓ પહેરી અંબોડે મઘમઘતી

વેણી બાંધી ગરબા રમવા નીકળી પડી. આજુ બાજુ લોકોની ઠઠ જામી. સ્ત્રી વર્ગ એક બાજુ ગોઠવાઈ ગયો. પુરૂષ વર્ગ એક ઓસરીએ બેઠો. બનારસીલાલ અને મિત્રો પણ એક બાજુએ બેઠા. વસંત પિતાજી પાસે આવીને બેઠો. શ્યામા પોતાની નણંદ નિરા પાસે જઇને ઉભી રહી. છોકરીઓ ફેરફુંદડી ફરવા લાગી અને મીઠા કોયલ જેવા કંઠે એક છોકરી ગાવા લાગી.

રામ દૂ હાઇ હો રામ દુ હાઇ હો ।
ઋતુ બસંતકી આઈ સહેલી ।

શ્યામા એ તાલ સાચવ્યો અને તાલને મીઠા રાગે ભરી દીધોઃ—

ગોરે મુખકી પદ્મિની...
ક્યોં ઉદાસ તૂ નાર.
ના કાજલ સુરમા કિયા
ના સોલા સિંગાર....

બાળાઓએ તર્જ ઉઠાવી લીધી અને ગરબા નૃત્યમાં એક રંગ લહેરી ફરકી ગઈ.

સૌ કોઇ ગાવા લાગી....તાલબદ્ધ પગલાંએ સૌ કોઇને તાલ બદ્ધ બનાવ્યાં. સૌ કોઇના શીર એ બાળાઓનાં પગલાંને સુર પૂરવા લાગ્યાં.

ઇસકા પિયા પરદેશ હૈ,
કિસ પર કરે સિંગાર...
સાવન મેં ઘર ના રહે,
એસા કોન ગંવાર...રામ દૂહાઈ હો....

શ્યામા તરફ સૌ કોઈ જોઈ રહ્યું. જાણે સ્વર્ગની અપ્સરા ! નીરાના દીલમાં સંગીત ઉભરાયું અને કોમલ કંઠ રણકયો.

પીહર કી ગલીયાં ભૂલી,
ભલા નહિ સસુરાલ...

બાળાઓ રંગે ચઢી અને વાતાવરણ સ્વર્ગના પારિજાતકના રંગે રંગાયું.

ગોરે ગોરે ગાલ ક્યોં,
હુએ લાજસે લાલ...

શ્યામાએ રંગમાં રંગ પુરી મેઘ ધનુષ રચી દીધું...

કરો ન એસી બાતેં ઇસિસે,
યહ હૈ નાર કુંવારી...

બાળાઓમાં ઉત્સાહ આવ્યો અને કુમળી પગલીઓથી ધરતી તાલબદ્ધ બની ગઈ.

યે હૈ કુંવારી નારી
ઇસિકી અખીયાં નહિ કુંવારી
રામ દૂહાઈ હો રામ દૂહાઈ...
ઋતુ બસંત કી આઇ સહેલી...

બાળાઓ આરામ લેવા ગઈ. અને છોકરાઓ પોતાની મર્દાનગી બતાવવા બહાર પડ્યા. લાઠી દાવો ચાલ્યા. મલકુસ્તી ચાલી અને વાતાવરણ રણક્ષેત્ર જેવું બની ગયુ. નિર્માલ્ય આનંદથી આ મર્દાનગી સહન ન થઇ. એણે વિચાર કર્યો કે બુદ્ધિ હંમેશા બળથી પર હોય છે. એણે એક નુસખો શોધી કાઢયો.

' જુઓ ભાઇઓ, કોઈ પાસે લીંબુ છે ? '

' હા લો. લીંબુથી શું કરશો ? '

' કોઈ મુછ ઉપર લીંબુ રાખી શકે છે ? ' આનંદે પોકાર કર્યો. સભા શાન્ત થઈ ગઈ. ધીર ગંભીર પગલે આનંદ સભાની વચ્ચે આવ્યો.

' હું મુછ ઉપર લીંબુ રાખી શકું છું. ' દિગ્‌વિજય કર્યાની હિમ્મતથી આનંદ બોલ્યો. એટલામાં સભા હસી પડી. આનંદ છોભીલો પડી ગયો.

'કેમ ભાઇઓ. શું હું કાંઇ રંડી છું કે હસો છો. ?'

'નહિ રે નહિ. પણ તારે મુછ ક્યાં છે ?' કુદરતી રીતે આનંદે મુછ ઉપર હાથ ફેરવ્યો. સહરાના રણ જેવી ચોકખી સપાટ હતી. પણ આનંદ હિમ્મત હાર્યો નહિ. એણે છટાથી લીંબુ મુછ ઉપર મૂકી દીધું અને આખી સભા ખળખળાટ હસી પડી.

વૃદ્ધ પાંડેજી શાન્ત રહ્યા. આખી સભા હસી રહી અને પછી જોરથી હસ્યા.

'અરે ભાઇ. આતો બાળકના ખેલ છે—બાળકના. કોઈ મર્દોનો ખેલ બતાવો તો ખરા. સૌકોઈ એકમેક તરફ જોઇ રહ્યા.

'વસંત ભાઇ. તમે કંઈ બતાવો.'

'નહિ રે ભાઈ નહિ. મને આવી રમત પસંદ નથી. મને તો બીલીયર્ડ પસંદ છે.

આનંદ તડુકી ઉઠયો. 'મને પણ. વસંત ભાઈ. મને તો ફૂટબૉલ ખુબ પસંદ છે.' કહી પગ ઉછાળયા અને આખી સભામાં હાસ્યનું મોજું પથરાયું.

પાંડેજીએ ચશ્માામાંથી બનારસીલાલ સામે જોયું અને કહ્યું 'કેપ્ટન સાહેબ...તમેજ કાંઈ બતાવો.' બનારસીલાલ હસ્યા. 'અરે કોઈ છે ? લાવ તો મારી બંદૂક.' બનારસીલાલ બંદૂક સાથે સભાની વચ્ચે આવ્યા અને આમ તેમ જોઈ આનંદને બૂમ પાડી. 'આનંદ, અહીંઆ આવ.' આનંદ ધ્રુજતો ધ્રુજતો બનારસીલાલ પાસે આવ્યો. 'તારી પાસે લીંબુ છે !'

'હા કાકાજી,' હવે આનંદની જીભ પણ ધ્રુજવા લાગી.

'ચાલ જરા આગળ જા....લગભગ સો ફૂટ દૂર. હવે માથા ઉપર લીંબુ મૂક.'

આનંદના હાથ પગ ધ્રુજવા લાગ્યા. અને ધ્રુજતા હાથે માથે લીંબુ મુકયું.

બનારસીલાલે છેલ્લો હુકમ છોડયો.

'બીલકુલ હાલીશ નહિ. નહિ તો જાન જશે.' સભામાં કુતુહલતાનું મોજું પથરાયું. સ્ત્રીઓમાં પણ સળસળાટ થયો અને આનંદનું શું થાય છે તે જોવા આંખ ખેંચી ખેંચીને જોવા લાગી. બનારસીલાલે નિશાન તાકયું. ઘોડો દબાવ્યો. અને કાનના પડદા ફુટી જાય તેવો અવાજ થયો. આનંદના શીર ઉપરના લિંબુના બે ભાગ થઇ ગયા અને ઉડીને ક્યાં એ ક્યાં જઇ પડયા. આનંદ ચકરી ખાઇને નીચે બેસી પડયો અને બુમ પાડવા લાગ્યો. 'હું મરી ગયો...કે જીવતો છું... ખબર પડતી નથી.' બનારસીલાલ આનંદ પાસે ગયા અને બાવડું પકડી ઉભો કર્યો. આખીએ સભામાં હાસ્ય ઉછળ્યું અને વસંતના વાયરામાં ઝીલાઈ ગયું...

---

## પ્રકરણ સાતમું

## રસ્તા ઉપરથી....

શ્રી. બનારસીલાલ અને પાંડેજીની જોડી સવારે નવ વાગે બજારમાં ફરવા ઉપડી. રસ્તે જતાં ઘણા લોકો શ્રી. બનારસીલાલને સલામ કરતાં અને કેપ્ટન સાહેબ અદબથી એ સલામો ઝીલતા. દુકાનદારો બુઢ્ઢા કેપ્ટન સાહેબને જોતાં જ બૂમ પાડી ઉઠતા અને બોલતા–'સાહેબ, આજે તો કંઈ વકરો કરાવો' સાહેબ સ્મીત વેરતા આગળ ચાલતા અને કહેતા 'આજે નહિ. કોઈ વખત વાત.'

બુઢ્ઢી જોડી મોટા બજારમાં આવી અને રસ્તે ચાલતા લોકો આ જોડીની કાનમાં કંઈ વાત કરતા અને ગંભીર બની જતા.

ચબરાક બનારસીલાલે આ વાત તરત પકડી કાઢી અને પાંડેજીને પ્રશ્ન કર્યો.

‘ પાંડેજી, આ લોકો કાનાપુસી કરી રહ્યા છે. આપણે એવું શું કર્યું છે ? કોઈ દિવસ આમ નહિ અને આજે કેમ ?

“ અરે સાહેબ, એ તો આપણા ગુણગાન ગાઈ રહ્યા હોવા જોઇએ.”

“ હા એમજ હશે ” અને બનારસીલાલે મુક્ત કંઠે હાસ્ય કર્યું.

વાત કરતી જોડી મીઠાઇવાલાની દુકાને આવી. બનારસીલાલે મીઠાઇનો ભાવતાલ કરવા માંડયો. એટલામાં પાંડેજી બોલી પડયા.

“ સાહેબ, બરફી પેંડા તો બહુ ખાધા. હવે તો સુહન હલવો ખવડાવો. ”

“ હા પાંડેજી. તમારી વાત ખરી છે. ” અને બનારસીલાલે દુકાનદારને સુહન હલવો આપવાને કહ્યો.

એટલામાં માથા ઉપરની મેલી ટોપીને બરાબર ગોઠવતો આનંદ આવી પહોંચ્યો. પોતાની અક્કલ વગરની બોલીમાં બબડવા લાગ્યો.

‘ કાકાજી, લાવો પડીકું હું લઈ લઉં. ’ આનંદને એક ધીરેથી સ્નેહ ભરેલો તમાચો મારી શ્રી. બનારસીલાલ હસ્યા અને કહ્યું.

“ કેમરે અલ્યા, અહીં ક્યાંથી આવી પડયો ? ”

“ કાકાજી, રખડવાનો અને કોઇનું ખાવાનો મારો ધર્મ છે. હાં–કાકાજી. ભાભીનો ફોટો તમે જોયો ? કેટલો સરસ. ”

“ શું–ફોટો–કોનો ? ” બનારસીલાલે આંખ ઝીણી કરી.

“ હાં–કાકાજી–કેટલો સરસ–દરેક પેપરમાં–શ્યામા ભાભી કેટલી સુન્દર છે. પેપર–ફોટો–શ્યામાનો–”

. “ શું બકી રહ્યો છે.” બનારસીલાલ તડુક્યા. આનંદ ગભરાઈ ગયો.

" નહિ—કાકાજી—મારો કંઈ વાંક નથી. ભાભીનો ફોટો પાડયો—બાગમાં—પછી મને કાંઇ ખબર નથી. "

" હરામખોર—ક્યાં છે—ફોટો. બતાવ. "

" હાં હાં-કાકાજી-" કહેતો આનંદ પેપરવાલાનાં સ્ટૉલ ઉપર બનારસીલાલને લઈ ગયો. હિંદના દરેક જાણીતા વર્તમાન પત્રોમાં શ્રીમતી શ્યામાનો ફોટો હતો. તેનો સાબુવાલાની જાહેરાતમાં ઉપયોગ થયો હતો. શ્રી. બનારસીલાલે વાંચ્યું—

' મીસ બીજલી—

હિન્દુસ્તાન સોપ ફેક્ટરીનો બનાવેલો સાબુ વાપરે છે અને પોતાનુ સૌંદર્ય સાચવી રાખે છે. '

શ્રી. બનારસીલાલના ક્રોધની સીમા જતી રહી. એમનું આખુ શરીર ધ્રુજવા લાગ્યું. પેપર સ્ટોલવાલાના દરેકે દરેક વર્તમાન પત્રો લઇ લીધાં અને ક્રોધથી રાતા બની ઘર તરફ ચાલ્યા. પાંડેજી અને આનંદ પાછળ રહી ગયા. આનંદ માથુ ખજવાળતો ' કાકાજી 'ને જોઈ રહ્યો.

શ્રી. બનારસીલાલ ક્રોધથી રાતા બનેલા ઘેર આવ્યા ત્યારે શ્યામા, નિરા અને ભગવતી હિંડોળે બેસી વસંતની વાત કરી હસી રહ્યાં હતાં. બનારસીલાલને જોતાં જ સૌ કોઈ શાન્ત થઈ ગયું. બનારસીલાલે સઘળાં વર્તમાન પત્રોનો થોકડો શ્યામા આગળ ફેંકયો અને બુમ પાડી ઉઠયા. ' વસંત ક્યાં ગયો ' ? એટલામાં વસંત બહારથી આવ્યો અને પુછ્યું.

' આ ધમાલ શું છે ? '

" ધમાલ—હરામખોર. અમારી વહુની કિમ્મતનો તને શું ખ્યાલ છે ? " બનારસીલાલ પૃથ્વીને નક્ષત્રી કરવા નીકળેલા પરશુરામ બની

ગયા. વસંતે વર્તમાન પત્રો જોયાં અને ઘડી વાર સૌ કોઈ શાન્ત બની ગયું. એ શાન્તિમાં ભયંકરતા હતી—

અને બનારસીલાલે જુવાન પુત્રને જોરથી તમાચો લગાવી દીધો. 'હરામખોર. તને સપુત ધાર્યો. અને તું વહુની આબરૂનું લીલામ કરે છે. બેશરમ–પાજી–' વસંતે તમાચો ખમી લીધો. અને પોતાના ઓરડામાં ચાલી ગયો. નીરા અને શ્યામા વર્તમાન પત્રોનો થોકડો લઈ રસોડામાં ગયાં અને આખુંએ ઘર કાગળની ગંધથી ભરાઈ ગયું.

---

## પ્રકરણ આઠમું

## આંખની શરમ

સંધ્યાકાળ થયો. સુર્યદેવની રજા લેવાની તૈયારી થઈ ચુકી. આકાશમાં લાલ રંગે સાથીઆ પુરાઇ ગયા. પક્ષીઓએ મીઠાં ગાન બંધ કરી દીધાં. લોકોએ સંધ્યાકર્મની તૈયારીઓ કરવા માંડી.

પાંડેજી હાથમાં લાકડી લઈ બનારસીલાલને ઘેર આવ્યા. "સીતારામ–સીતારામ-સીતારામ-બનારસીલાલ સાહેબ-કેમ છો ?"

બનારસીલાલ શાલ ઓઢી હિંચકે બેઠા હતા. ખુબ વિચારમાં બેઠા હતા. પાંડેજી આવ્યા તેની પણ ખબર પડી નહિ.

'સીતારામ–સાહેબ.'

'હો હો પાંડેજી—સીતારામ–સીતારામ.' આજે બનારસીલાલના બોલમાં ઉત્સાહ ન હતો. બીલકુલ ઢીલા થઈ ગયા હતા. એટલામાં ભગવતી અને નિરા પણ આવ્યા. 'ચાલો આજે તો કંઈ ભજન ગાઉં, અને પાંડેજીએ એકતારો લઈ ભજન લલકાર્યું.

'ભઈ ભજલે શ્રી. ભગવાન
તું દો દિનકા મહેમાન
ભઇ ભજલે શ્રી. ભગવાન
કલ આયા થા, કલ જાયેગા
આજ કો સોચ બિચાર
છોડ કે બન્દે તું તું મૈં મૈં
અપના કાજ સુધાર.
ધર મુરલીધર કા ધ્યાન
ભઇ ભજલે શ્રી. ભગવાન
ક્યા લેના હૈ, કયા દેના હૈ
કયોં જૂઠા જંજાલ,
બૈર બિરોધ બિસાર કે બન્દે
ભજ ગિરધર ગોપાલ
નર કર જગ કા કલ્યાન
ભઇ ભજલે શ્રી. ભગવાન

ભજનની મીઠાશ વાતાવરણમાં પસરી ગઈ એકતારાના સૂરોએ ઘરને ભરી દીધું. છતાં ભજનની અસર બનારસીલાલ ઉપર ન થઈ. ચિંતામાં એટલા બધા ડુબ્યા હતા કે ભજનના બોલ અને એકતારાના સૂર તેમના દીલને પહોંચી શક્યા નહિ. પાંડેજી બનારસી-લાલના દુ:ખને પારખી ગયા.

" શું વાત છે–બનારસીલાલ."

" કંઈ નહિ પાંડેજી, આજે મેં વસંત ઉપર હાથ ઉઠાવ્યો." કહી બનારસીલાલે ઊંડો નીસાસો મુકયો.

" હા સાહેબ, મને ખબર છે. પણ તમારૂં એ કામ ઠીક ન હતું. બચ્ચાં મારપીટથી સુધરતાં નથી. જ્યારે બચ્ચાંને **આંખની શરમ** ન રહે તો ખલાસ–સત્યાનાશ થઇ જાય. એક વખત એ **આંખની શરમ** જાય એટલે પાછી આવવી પણ મુશ્કેલ. બચ્ચાં ભૂલ કરે તો તેમની મેળેજ પાછા સીધા રસ્તા ઉપર આવે એવી તક તેમને આપવી જોઇએ. વસંતને સુધરવાની તક આપો."

" સાચી વાત છે. પાંડેજી, બચ્ચાંઓમાં **આંખની શરમ** રહે એ જોવાની માબાપની ફરજ છે..."

બનારસીલાલ એકાએક ઉઠીને ચાલી ગયા અને પથારીમાં જઇ પડ્યા. પાંડેજી પણ 'સિતારામ–સિતારામ' બોલતા બોલતા લાકડી ખખડાવતા પોતાને ઘેર ગયા.

\+ \+ \+

શ્યામાએ જોયું કે પતિ પોતાના ઓરડામાં ગયા હતા. હાથમાં 'હેઝેલાઇન સ્નો'ની શીશી લઈ વસંત પાસે પહોંચી ગઈ. શીશીમાંથી 'સ્નો' આંગળી ઉપર લીધો અને વસંતને ગાલે લગાડવા ગઇ. વસંત તડુક્યો.

'શું છે?'

'કાંઈ નહિ–એ તો જરા તમાચો ગરમ પડ્યો એટલે ઠંડો કરવા આવી.' શ્યામા હસી અને આખો કમરો હસી પડ્યો.

'ચુપ કર–હરામખોર' વસંતે શ્યામાને એક તમાચો લગાવ્યો. જેમ પિતાજીએ વસંતને માર્યો હતો તેમ—

શ્યામાએ આંખ મીચી અને સ્મીત કર્યું. 'આહાહાહા–કેટલો મીઠો. લો, બીજી બાજુ મારો.' શ્યામાનું હાસ્ય જોઈ વસંત શરમાયો. સાથે એ પણ સ્મીત કરવા લાગ્યો.

'કેમ ડરી ગયા–સ્વામીજી.'

'હી હી–લુચ્ચી. તમાચાની કાંઈ અસર નહિં.' વસંત અને શ્યામાના હાસ્યધ્વનીથી ઓરડો ગુંજી રહ્યો.

શ્યામા મધૂર સ્વરે ટહુકી.

'જુઓ–ફક્ત પુનિત પુત્રને પિતાજીનો તમાચો મળે. અને પુનિત પત્નિને સાજનના હાથનો તમાચો મળે-કેમ આપણે બન્ને કેવા નસીબદાર–તમને પિતાજી મારે અને મને તમે' "સાજનના તમાચાની કિંમત–અનમોલ" કહી શ્યામા વસંતના અંગ ઉપર ઢળી પડી. પણ વસંત સીગારેટ પીતો પીતો દૂર ખસી ગયો. ભૂલથી સીગારેટના સળગતા ઠુંઠાને પથારીમાં નાંખ્યું અને થોડી વાર પછી ત્યાં આગ લાગી. આનંદના ડહાપણે સૌ કોઇને ઉપર બોલાવ્યા. તેણે વણમાગ્યું બોલી નાંખ્યું. સીગારેટથી પથારીમાં આગ લાગી." પણ ઉદાર દીલના પિતાજીએ પાંડેજીની શીખને લક્ષમાં રાખી એટલું જ કહ્યું કે "મારો વસંત સીગારેટ પીતોજ નથી.' આ શબ્દોથી વસંત ઉપર કંઈક અસર થઈ. પાંડેજી મલકાવા લાગ્યા. સર્વ કોઈ ચાલી ગયું શ્યામા વસંતની સોડમાં છુપાઈ. પછીતો રાત આગળ વધી. તારાઓએ વસંત શ્યામાનાં ઓરડામાં નજર નાંખી સ્મીત કર્યા કર્યું.

---

## પ્રકરણ નવમું

### પનઘટ

ગામની રૂપકન્યાઓ કુવે પાણી ભરવા ભેગી થઈ હતી. કુવો ઘણીએ ખાનગી વાતચીતનો સાક્ષી હોય છે. વહુઓને સાસુઓ બહાર ફરવા જવા દે નહિ. એટલે કુવે પાણી ભરવા આવે ત્યારે

જાણી બુઝીને થોડુક મોડું કરે અને સખી સાહેલીઓમાં પોતાના ઉપર પડતાં દુઃખોની વાત કરી મનનો ભાર હલકો કરે.

મલયાનીલની લ્હેર છૂટતી ફેર ફુંદરડી ફરતી નવયૌવનાની ચુંદડી-ઓને ફરકાવતી હતી. આજે સૌ કોઇ મશ્કરીએ ચડયું હતું અને ગઈ રાતે વસંતના કમરામાં લાગેલી આગનો ઉલ્લેખ કરી ટોળટીખળી થઇ રહી હતી. એટલામાં નિરા આવી. ચકચકતો ઘડો માથે મુકી નિરા પાણી ભરવા આવી અને સૌ કોઈ હસી પડયું. નિરા ચીડાઈ ગઈ. " કેમ બ્હેનો, આજે કંઇ રંગમાં છો. મારામાં એવું તે શું છે કે તમને બધાને મને જોઇને હસવું આવે છે ? "

" કેમ નિરા બ્હેન, ગઈ કાલે તમારી ભાભીના ઓરડામાં આગ લાગી હતી. "

" હા, લાગી ગઈ. એમાં શું " ?

" તે આગ બુઝાવી કોણે " ?

" મારા ભાઇએ બુઝાવી, તમારે ઘેર લાગે તો બોલાવજો મારા ભાઇને. એ જરૂર આગ બુઝાવી નાંખશે. " સૌ કોઇના મ્હોં ફીકકા થઈ ગયાં.

રંભા તુરત બોલી ઉઠી " જો ને બ્હેન, હવે તારા પણ વિવાહ થવાના છે. તું કોઈ સીગારેટ પીતો સાજન શોધતી નહિ. નહિ તો પછી તારી પથારીમાં પણ આગ લાગશે. "

" તે તમારો સાજન શું પીએ છે ? ભાંગ કે ગાંજો " ? સમય જોઈ એક રમણી ઝગડાને શાંત પાડવા બોલી—

" અરે બ્હેન, વાતવાતમાં તું ચીડાય છે, જવાદો એ વાતને. ભાભીને કેમ નહિ લઈ આવી ? " એટલામાં એક બટક બોલી છોકરી બોલી ઉઠી.

"બિચારી ઘાયલ થઇને પડી હશે. ગઇકાલે રાત્રે આગ લાગી હતીને ?" સૌ કોઈ હસી પડ્યા. નિરા બોલનાર પાસે જોરથી પહોંચવા ગઈ અને બાજુની છોકરીનો પાણી ભરેલો ઘડો નિરા ઉપર આવી પહોંચ્યો. નિરા પાણીથી ભરાઈ ગઈ.

"ચાલો નિરા બ્હેન—શુભ શુકન થયા."

"પણ ભિંજાઈ ગઈ તેનું શું ?" નિરા ચીઢાઇ ગઇ.

"અરે તારી ઓઢણી તો ખુબ પાતળી છે. જરા પવનમાં ફરકાવશે એટલે સુકાઈ જશે!' રંભાના આ કટાક્ષ ઉપર સર્વે હસી પડયા.

નિરા ઓઢણી સુકાવવા કુવાથી દૂર ગઈ. આમ તેમ જોયું અને ખાત્રી કરી કે તેને કોઈ જોતું નથી. ઓઢણી કાઢી નાંખી, પાણી નીચોવી નાંખ્યું અને પવનમાં ફરકાવી. ઓઢણી રંગ બેરંગી પતાકા જેમ ફરકવા લાગી. નિરાને ગાન સ્ફુર્યું.

"સાજન કે સપને આયે,
સાજન બિન હો.........
રાજન બિન હો........
સાજન કે સપને આયે...
એક રાતકી સો સો ઘડીયાં
સો સો સપને આયે......
પહેલી ઘડી મોરી બોલી ઉમરીયા,
દુજી ઘડી મૈં બની રે દુલ્હનિયા.
તીજી ઘડી મૈં પીયાકી અટ રીયા,
ચોથી ઘડી મેરી ટુટી નિંદરીયા.
હાં હાં હાં હાં...સાજન કે સપને આયે.

એટલમાં પુરુષના મીઠા સ્વરનો પડઘો સંભળાયો અને નિરા શાન્ત થઇ ગઈ

"તો રે સાજન સામને આયે
અબ કા હે કો સપના સતાયે
સપનો કે સાજન આયે.

"એ મહાશય–તમે મારૂં ગીત કેમ ગાવો છો?" નિરા ચીડાઇને બોલી.

"તમે ગાયું અને મને ગીત સ્ફુર્યું" અને આવનાર યુવાને ગાવા માંડયું.

"પહલી ઘડી મૈં :ને દેખા લહરિયા,
દુજી ઘડી દેખી પતલી કમરીયા,
તીજી ઘડી દેખી ઝુન ઝુન પાયલીયા
ચોથી ઘડી મીલ ગઈ રે...દુલ્હનિયા
હાં હાં હાં હાં...

નિરાએ આવનાર યુવાન તરફ જોયું–જરા માદક નયને...યુવાન સુંદર હતો. સંસ્કારી લાગતો. અને સંગીતનો શોખીન હતો. નિરાએ ગાયું.

"સાજન કે સપને આયે..."

અને યુવાન દીલ ખોઈ બેઠો. નિરાએ સ્મીત કર્યું અને પ્રભુએ નક્કી કર્યું કે "એ છે રાધા રમણુની જોડી."

નિરાની ઓઢણી સુકાઈ ગઈ અને પહેરી લીધી. એટલામાં ગામના જાગીરદાર પ્રતાપરાય પોતાની પડછંદ કાયને મજબુત પગ ઉપર જમાવતા આગળ આવ્યા. નિરા છટકી ગઈ. અનુપ ત્યાંજ રહી ગયો. અનુપ અને જાગીરદાર દોસ્ત હતા. અનુપ જાગીરદારની જાગીરી પણુ સંભાળતો હતો.

'અનુપ, એ છોકરી કોણુ હતી?'

' અરે—એ તો હું તમને જ પુછવાનો હતો. '

પ્રતાપરાય ગુસ્સે થયા.

' તને ખબર નથી કે હું અહીંનો જાગીરદાર છું ! ગામની વહુ બેટીઓની ઇજ્જતની જવાબદારી મારે શીર છે. તારે માટે એ શરમની વાત છે. અને મારે માટે અફસોસની વાત છે. તું ગામની છોકરીઓને હેરાન કરે એ યોગ્ય નથી. '

નિરા કુવા પાસે ગઈ. અને પોતાનો ઘડો લઈ ઘર તરફ નીકળી ગઇ. આનંદ પાણી ખેંચતો હતો એટલામાં તેણે જાગીરદાર સાહેબને જોયા. અને ઘડો રંભાને સોંપી સલામ કરવા ગયો.

' નમસ્કાર—જાગીરદાર સાહેબ. '

" તું કોણ છે ? "

" જી, મારૂ નામ આનંદ, હું આ ગામમાં જ રહું છું. "

" હાં—અહીં એક છોકરી હતી તે કોણ હતી ? "

" કઇ—ઓઢણી સુકાવીને ગઇ તે ? "

" હાં. "

" એને તમે ઓળખતા જ હશો. એ તો નિરા હતી. "

" હાં. ઇન્સ્પેક્ટર બનારસીલાલની છોકરી. "

" હા. સાહેબ અને વસન્તની બ્હેન. "

" અને પત્નિ કોની ! "

" હજી સુધી તો કોઈની નહિ. "

અનુપ અને જાગીરદાર બંનેએ એકમેક તરફ જોયું. બન્નેની નજર અફળાઈ અને વીજળી ચમકી. બન્ને નિરાના હાથની ઉમેદવારી કરતા હતા આનંદ સલામ કરતો ચાલી ગયો.

" અનુપ, તને ખબર છે કે બનારસીલાલની તમામ માલ મિલ્કત મારે ત્યાં ગીરવી પડી છે ? "

"ખરી વાત. એ લોકોની સ્થીતિ હાલમાં સારી નથી. હવે તો બનારસીલાલ પેન્શન ઉપર જીવન નીભાવે છે."

"એનો છોકરો વસંત શું કરે છે? કંઈ કમાતો થયો કે નહિ?"

"કોઈ વખત કમાયે છે કોઈ વખત ગુમાવેપણ છે. જુગાર રમે છે ને?"

"હવે બનારસીલાલ ઉપર તગાદો કરવો પડશે. કેટલા વખતથી વ્યાજ પણ નથી આપ્યું." અનુપ ત્યાંજ ઉભો રહ્યો. જાગીરદાર-સાહેબ રોફથી ભારે પગલે ગામ તરફ વળયા.

---

## પ્રકરણ દશમું

### ઝગડો

પાંડેજી અને તેમના પત્નિ સામસામે બેસી એકમેક તરફ લાલઘુમ આંખે જોયા કરતાં હતાં. ભગવતીની દરમીઆનગીરીથી ઝગડો પતી ગયો લાગ્યો હતો. ભગવતી પાંડેજીને ઉદ્દેશીને કહે છે;

"પાંડેજી, તમને પચાસ વરસ થઈ ગયાં. તો પણ તમારી પત્નિ સાથે લઙ્યા કરો છો. એ શું સારૂ કહેવાય?"

"અરે બ્હેન, એ તો કાંઈ પત્નિ છે! શંખની છે શંખની." એટલામાં પાંડેજીની પત્નિનો મિજાસ ચાલી ગયો.

"તમે છો શંખ ઘરમાં-પૈસો કમાવો નહિ. અને રોજની શેર ભાંગ ઢીંચવા જોઇએ. હું કાંઈ જજમાનોના ઘરથી લાવું ત્યારે ઘર ચાલે છે. તમારે ભરોસે તો ઘરમાં સૌને 'એકાદશી' કરવી પડે. જુવાનીમાં કમાયું અને ખોયું. હવે ઘરમાં ફૂટી કોડી પણ નથી.

"અરે-કોડી? ઘરમાં તો 'લાલ' છે 'લાલ' એક નહિ, એ નહિ પણ પુરા નવ. ધીરજલાલ, હિંમતલાલ, દ્વિજલાલ, પન્ના-

લાલ, મોતીલાલ, માણેકલાલ કાન્તિલાલ, હિરાલાલ—એ લાલ જવાનીની કમાઈ છે–જવાનીની. શું બુઢાપામાં એ કમાઈ થઈ શકે?"

"પણ એ બધા લાલ ખાશે શું ?"

"ખાવા પિવાની વાતમાં હું કાંઈ સમજતો નથી. છોકરાના પેટની ચિન્તા બાપ શું કરવા કરે ? એ ચિન્તા તો કરવાની જેણે નવ નવ મહિના પેટમાં રાખ્યાં હોય તેને.

" મિશ્રાણી રડી પડ્યાં. અને ભગવતી તરફ આંખ લુછી બોલ્યા.

"જોયું ને. હવે હું કુવામાં પડું કે તળાવમાં." પાંડેજીની જીભ રોકી રોકાઇ નહિ.

"ભાંગથી કામ થઈ શકતું હોય તો હાજર છે." પાંડેજી ભાંગની ગોળી મ્હોંમાં મૂકે છે. ભગવતી પાંડેજીની પત્નિને પાંચ રૂપીઆ આપે છે.

"એક રૂપીઓ મને આપ."

"શું માથું બોડાવવા."

"આજે તો સોહન હલવો લાવવો છે."

"કાળી ભૈસનું છાણુ તૈયાર છે. તેનાથી કામ ચાલતું હોય તો હાજર છે."

પાંડેજીની પત્નિ રૂપીઆ ગણતી ચાલી ગઈ. પાંડેજી મોઢું નીચે કરી બેસી રહ્યા. અને ધીરેથી બોલ્યા.

"નિરા–તારા ધ્યાનમાં કોઈ છોકરી છે ?"

"કોણ ?"

"કોઈ છોકરી.:."

"હવે છોકરીને શું કરવી છે. હું તમારી બેટી છું. પાંડેજી–તમે કહો તેટલું દેજ આપું–પણ હવે આ ઉમ્મરે કંઈ ભેજું ગુમાવ્યું છે કે શું ?"

"તું બેટી પણ છે. ભેજું પણ છે. પણ મિશ્રાણીનું પાણી ઉતારવું જોઇએ. એના જીવતાં એના ઉપર શોખ લાઉં ત્યારે ખરો."

સૌ કોઈ ખળખળાટ હસીપડ્યા. સાથે પાંડેજી એ પણ સાથ પુરાવ્યો.

નિરા ત્યાંથી ઉઠી પરસાળમાં ગઈ અને ભાભીને શોધી કાઢી.

"ચાલો ભાભી પાણી ભરવા જઇએ. આજે તો સ્નાન પણ ત્યાંજ કરશું ?"

"નહિ—હું ત્યાં સ્નાન નહિ કરૂં. મુઆ મરદ લોકો નજર તાકી તાકીને જોયા કરે છે.

"પણ એ લોકો ભલે ને જુએ. તેનાથી એ લોકોનું શું વળવાનું છે ?"

"એ વાત ખરી—પણ..."

"અને આપણું શું બગડી જવાનું છે ?"

"અને એ લોકો પછી એવું બોલે છે કે..."

"ભલે ને. લોકો ગુલાબને ભલે જુએ. એથી શું ફૂલ બગડી જશે ?" આ સાંભળી ભાભીને શીખામણ આપવાનું મન થઇ આવ્યું.

"અરે ગાંડી...લોકો ગુલાબને જોઇ સુંઘવા માંગે છે. સુંઘીને પછી હાથમાં લઈ મસળી નાંખે છે અને મસળીને ફેંકી દે છે. સમજી નણંદ....પણ નણંદને આ બધું સમજાવવાને નણંદાઈ જોઇએ."

બન્ને જણા કમર ઉપર ઘડો લઇ બહાર નીકળવાની તૈયારી કરે છે અને નિરા ગીત ગાવાનું શરૂ કરે છે.

જમુના ચલો ભાભી લે કે ગગરીયા
કેસરીયા અંગીયા સજાયે હાં હાં...

શ્યામા ગીતને ઉપાડે છે.

કેસરીયા અંગીયા ન પહનું નનદિયા.
સૈયા નજરીયા લગાયે હાં હાં.....

નિરા તાલ પુરાવે છે.

છુપ છુપ કર ભાભી તોરી નજરીયા.
ભૈયા કો કાહે ભુલાયે...હાં હાં...

શ્યામા નિરાને જવાબ આપે છે.

બોલી નનદિયા કો કંગના મંગાદું—
કંગના મેં હીરા પન્ના જડા દું

નિરાનો સ્વર મીઠો બન્યો અને વાતાવરણમાં સૌરભ ભરાઈ ગઈ.

બદલે મેં ધીરે સે... ...
ભૈયા ભુલા દું...હાં. હાં....
ઉહું ઉહું ભાભી જમુના અકેલી
તોરી નનદિયા ન જાયે...હાં હાં...

શ્યામાએ નણંદની મીઠી મશ્કરી કરી—

આયે નહીં નન્દોઈ અભી તો...
કાહે નૈનંદ ઘબરાયે હાં હાં....
જમુના ચલો ભાભી લેકે ગગરીયા.
કેસરીયા અંગિયા સજાયે હાં હાં...

બેલડી ગીતમાં મસ્ત હતી. એટલામાં અનુપ અને જાગીરદાર બનારસીલાલને ઘેર આવ્યા. બન્ને પુરૂષોએ છોકરીઓને ગાતી જોઈ? બન્ને બાળાઓ એ લોકોને જોઇને ધડો મુકી નાસી ગઈ.

---

## પ્રકરણ અગીયારમું.

### આફત

અનુપ અને જાગીરદાર બનારસીલાલના દીવાનખાનામાં આવ્યા. બનારસીલાલે બન્ને બિરાદરો સાથે હસ્તધનૂન કર્યું અને બોલ્યા.

"ઘણા દિવસ પછી આપના દર્શન થયા" ગંભીર સ્વરથી જાગીરદાર બોલ્યા.

"શહેરથી નીકળાતું નથી. કોઈ દિવસ અદાલતમાં જવું પડે છે તો કોઈ દિવસ વસુલાતમાં નીકળી જાય છે; અને પછી તો સોસાચટીમાં એ આવવું જવું પડે છે ?"

યુવાન અનુપ છાનો રહી શક્યો નહિ. વાતમાં એણે પણ તાલ મેળાવ્યો.

"વળી એક કામમાં હજાર કામ થાય છે."

આ વાતચીત થાય છે ત્યારે નિરા અને શ્યામા પડદામાંથી આવનાર વ્યક્તિઓને છાનીમાની જોયા કરે છે. નીરાની આંખમાં મસ્તી આવી. અને અનુપ તરફ એકી નજરે જોવા લાગી. શ્યામા સમજી અને હસી.

"એ...કોણ ? મારા નણંદોઇ ?"

નિરા ગભરાઈ ગઇ. ચોરી પકડાઇ ગઇ. ભાભીને વાંસામાં ધબ્બો મારી ભાગી ગઇ. શ્યામાએ નણંદનો પીછો પકડ્યો.

દિવાનખાનામાં વાતચીત ચાલતીજ રહી. પ્રતાપરાય જાગીરદારનો ગંભીર સ્વર આવતો હતો.

"હવે આપણો હિસાબ કિતાબ એક વખત ચોકખો કરવો જોઇએ. વખત ઘણો ખરાબ છે. કઈ વખતે શું થાય તે કંઈ કહેવાય નહિ. બનારસીલાલના અવાજમાં નિરાશાનો સૂર નીકળતો હતો.

"જીહાં. વસન્તને પોલીસની નોકરી મળે કે તુરતજ તમારા પૈસાની વ્યવસ્થા કરીશ."

"તો વસન્ત પોલીસમાં નોકરી કરવા ચાહે છે ?"

આ વાતચીત ચાલતી હતી ત્યારે વસન્ત બિહારી સાથે જુગાર-

ખાનામાં જુગાર ખેલતો હતો. વસન્ત હારતોજ જતો. બિહારી અનેક દુષ્ટ યુક્તિ પ્રયુક્તિથી પત્તાં ફેરબદલ કરી પોતે જીતી જતો. જુગાર ખેલતાં વાતચીત તો થતીજ. એટલામાં વસન્તની નોકરીની વાત નીકળી અને વસન્તે સાફ જણાવી દીધું કે "મને પોલીસ લાઇન પસન્દ નથી. જીન્દગી લડાઈ નથી. ખેલ છે. થોડા દિવસ રહેવું તેમાં લડવું ઝગડવું શું ?"

"હાં યાર–તેં તો ખુબ કહી. જીન્દગી ખેલ છે." વસન્ત બધુંએ હારી બેઠો. હવે એની પાસે એક ફૂટી બદામ પણ નથી. વસંતને મુખેથી નીરાશાના શબ્દો સરી પડ્યા.

"હવે ખેલ ખલાસ મારા પાસે કંઈ નથી."

"ફીકર ન કર. વસન્ત, આવતી બાજીમાં તું જરૂર જીતશે."

દારૂની અર્ધધૂનમાં વસન્ત ઉભો થયો. અને બહાર નીકળયો. પાછળથી બિહારીપણ આવતો જ હતો. એટલામાં મીઠા અવાજમાં ગઝલનાં સૂરો સંભળાયા. વેશ્યા મિનાક્ષી ગાતી હતી. વસન્તે સુર સાંભળયો. ચમક્યો.

તબલચીએ ઠેકો માર્યો અને ગ્રાયન શરૂ થયું.

બિજલી ચમકન લગી.
લગી રામા બિજલી ચમકન લગી.
તુમરે બિના પિયા બૈરન રતિયા,
હાથ રખ્ખો પિયા ધરકત છતિયા.
લગી રામા બિજલી ચમકન લગી.
હો બિજલી ચમકન લગી.

બિહારીની મદદથી વસન્ત મિનાક્ષીના કમરામાં ધુસ્યો, અને મિનાક્ષીએ પોતાની જાળ બિછાવી. વસન્ત ફસાઇ પડ્યો.

---

# પ્રકરણ બારમું

## પાન્ડેજીની શીલસુરી

સવારનાં નવ વાગે વસન્ત કપડાં પહેરી બહાર જવા તૈયાર થયે એટલામાં પોસ્ટમેન આવ્યો અને વસન્તને એક પત્ર આપ્યો. વસન ખોલ્યો, વાંચ્યો અને પોતાના ખીસ્સામાં મૂકી દીધો. ચુપકીથી પોતા કમરામાં જતો હતો ત્યારે બનારસીલાલ, પાન્ડેજી અને ભગવતી વા કરતાં હતાં. પાન્ડેજીએ ભાંગની ગોળી ચઢાવી અને ધીરે ધીરે બોલ્યા.

'તો વસન્ત પોલીસ-ઓફીસર બની ગયો.'

'નહિ. હજુ બન્યો નથી. એક બે દિવસમાં સરકારી હુકમ આવશે'

'તો પછી હું તમને તુલસીની માળા આપીશ અને આપણે બન હરદ્વાર ચાલી જઇશું.'

'ભલું થયું ભાંગી જંજાળ
સુખે ભજશું શ્રીગોપાલ.'

'હા, એમજ થશે.' બનારસીલાલે બગાસું ખાધું'

વસન્ત આ વાતચીત સાંભળી પોતાના કમરામાં પહોંચ્યો. શ્યામ વસન્તના કપડાં સાફસુફ કરી ઘડીવાળી બરાબર કરતી હતી. એટલામ તેનાં ચપળ નાકે સુગંધ અનુભવી. અને વસન્તના કોટ સુંઘવા લાગી.

વસન્તે આ જોયું. અને જોરથી બોલી ઉઠ્યો.

'અરે એ કપડાં છે. ગુલાબનું ફૂલ નથી કે સુંઘવા મંડી પડી.'

'પરંતુ આ કોટમાંથી શરાબની વાસ આવે છે. તો શું તમે શરા પીવાનું પણ શરૂ કર્યું.?' શ્યામાનું દુઃખી હૃદય વિનવી રહ્યું હતું.

'એ બધું પુછવાનું તારૂ કામ નથી. લે આ પત્ર બાબુજીને આ આવ.'

' બાબુજીની પાસે તમે કેમ નથી જતા. '

' એ પુછવાનું પણ તારૂં કામ નથી. '

' સારી વાત. હું આ પત્ર પછીથી બાબુજીને આપીશ. '

શ્યામાના દીલને આઘાત લાગ્યો. પતિનો અસંતોષ શ્યામા સમજી શકી નહિ. કપડાંને કબાટમાં મૂકવા ગઈ ત્યાં પત્તાંની જોડ મળી. શ્યામાની આંખમાં આસું આવ્યાં.

' તમે ત્યારે જુગાર પણ રમવા માંડયો. '

' એ પુછવાનું કામ પણ તારૂં નથી. સમજી ? '

' આજે તમને શું થઈ ગયું છે ? '

' થઈ શું ગયું ! તમે બધા મળીને મને દબાવવા માંગો છો. પણ હું દબાઈ જાઉં એવો નથી. '

' પિતાજીએ તમારે વિષે થોડીક વાતો સાંભળી છે. બિચારાના દીલને ખુબ આઘાત થયો. ' શ્યામા ખેદના ભાર નીચે દબાઈ રહી હતી.

' ચુપ રહે. તારે ડહાપણ કરવાનુ નથી. '

વસન્ત ગુસ્સામાં પગ પછાડી ત્યાંથી ચાલી ગયો. શ્યામા જોતી જ રહી. શ્યામાના દિલમાંથી એક નિશ્વાસ નીકળ્યો અને કમરાની હવા ગરમ થઈ ગઈ.

---

## પ્રકરણ તેરમું

### એક ડગલું આગળ

વસન્ત બગડતોજ ગયો. શરાબ અને સુન્દરીનો શોખીન બન્યો. દરેક વ્યસની ઓ માને છે તેમ વસંત માનતો કે હું વ્યસની નથી. ' જરા શોખ કરૂં છું. એમા શું થઈ ગયું. ' શોખ વ્યસન લાવે છે. અને વ્યસન જીંદગીના એકેએક અણુને ખરાબ કરે છે. જીવન જીવવા

લાયક રહેવા દેતું નથી. વસંત આ વાસ્તવિકતાથી અજાણુ હતો. એને કોણુ સમજાવે? એના વ્યસનની વાત વૃદ્ધ માતા પિતાને કાને આવી. બિચારાના દીલ તુટતા હતાં.

રાત્રીના દશ વાગ્યા. વસંત હજી આવ્યો નહિ. માતાના દીલની અધીરાઇ વધતી ચાલી. બનારસીલાલ નિશ્વાસ લેતા શાન્ત બેસી રહ્યા. પાન્ડેજી રામાયણુ વાંચવાની તૈયારી કરતા હતા. ભગવતીથી બોલ્યા વિના રહેવાયું નહિ.

'મને બધીજ ખબર છે. વસંત દારૂ પીએ છે. હવે કોણુ જાણે બુરા સંગાથી સાથે શું શું નહિ કરતો હોય?' માતાના દીલમાંથી દીર્ઘ નિશ્વાસ નીકળ્યો. અને બનારસીલાલના કપાળ ઉપર લાગ્યો. બનારસીલાલે કપાળે હાથ મૂકયો અને મકકમ અવાજે બોલ્યા.

'મારો વસંત કોઈ દિવસ મારૂં નામ બગાડે નહિ. તારી બધીજ વાત ખોટી છે—એકવાર નહિ—અનેક વાર.' બનારસીલાલ બોલતા બોલ્યા છતાં પોતાને પોતાના શબ્દોમાં વિશ્વાસ નહતો. ભગવતીનો જીવ ઉથલપાથલ થઈ ગયો.

'પાન્ડેજીએ કહ્યું કે બચ્ચાંને શિક્ષા ન કરવી અને તેમના વચનમાં તમે શ્રદ્ધા બતાવી. અરે હું કહું છું કે વસન્તને ધમકાવો મારો પણુ મહેરબાની કરી એને સીધે રસ્તે લાવો. નહિ તો પછી દૂનિયાને શું મ્હોં બતાવીશું,' ભગવતીના નયનમાંથી નિરની ધારા વહેવા લાગી. બનારસીલાલનું દીલ પીગળ્યું. પાંન્ડેજીએ ધોતીયાના છેડાથી આંખ લુછી લીધી. બનારસીલાલ શાન્ત સ્વરે એટલું જ બોલ્યા. 'સાચી વાત છે.' પાન્ડેજીએ જાણ્યું કે વાત ગંભીર થતી જતી હતી. ધીરેથી રામાયણુ ખોલ્યું અને બોલ્યા 'બસ હવે તમારામાં સંલાહ થઈ ગઈ. હવે રામાયણુ સંભળાવું?' પણુ પાન્ડેજી એ જવાબની રાહ ન જોઇ અને રામાયણુ વાંચવા માંડ્યું.

' સુન જનની સોઈ સુત બડ ભાગી,
ગુરૂ પિતૃ માતૃ ચરણુ અનુરાગી;—ભગવાન

રામચંદ્રજી માતા કૈકેયીને કહે છે કે ' હે માતાજી, સાંભળો...ગુ માતા, પિતાની જે પુત્ર આજ્ઞા પાળે તેમના ચરણુમાં શીર રાખે તે પુ ઘણોજ ભાગ્યશાળી છે.' બનારસીલાલે સુત્ર સાંભળ્યું અને દ પોકારી ઉઠ્યું. ' વસંત, તું મારો પુત્ર અને આવો...?'

ખરેખર વસંત તેજ વખતે મિનાક્ષીને ઘેર પડયો પડયો દારૂની ધૂન ચકચુર બન્યો હતો. મિનાક્ષીને બાથમાં લઈ તેના ભ્રષ્ટ હોઠને ચુંબ કરી પોતાના હોઠને અપવિત્ર કરતો હતો. મિનાક્ષીએ ગઝલ ગાવા માંડ

" આંખ મિલતે હી મહોબ્બત હો ગઈ,
પ્યાર કરને કી તબીયત હો ગઈ—
કિસ લીયે તિરછી નજર નીચી હુઈ
હાકીમોં પરભી હુકુમત હો ગઈ—
દિલમેં દીલ હૈ દર્દ હૈ યા પ્યાર હૈ
અપને ઘર કિસ કિસકી હિમ્મત હો ગઈ
ભૂલના હી યાદ રહેતા હૈ ઉન્હેં
યાદ રખના અપની આદત હો ગઈ. "

બિહારીએ ' વાહ વાહ ' પુકારી અને શરાબનો ઘુંટડો ભર્યો. વસં તેનુ અનુકરણ કર્યું. બિહારી અને મિનાક્ષી એકમેકથી આંખ લડા હસતાં હતાં અને વસંતને ' મુર્ખો ' બનાવતાં હતાં. વસન્ત દારૂ ધૂનમાં અડધું ભાન ગુમાવી બેઠો હતો. એણે ગજવામાં હાથ નાંખ્ અને એક પત્ર હાથમાં આવ્યો. એ પત્રમાં પોલીસ ઓફીસરની નોક અપાવતો જવાબ હતો. વસન્તે કલમ માંગી. મિનાક્ષીએ તે આપ વસન્ત કાંઈ લખતો હતો. પોતાને ભાન ન હતું પોતે શું કરી રહ્યો હતે એજ પત્ર ઉપર એણે લખ્યું—

'આપણો પત્ર મળ્યો. વસંતની નોકરીમાટે આપે ઘણી મહેનત લીધી તે બદલ આભાર પણ હવે મારો વિચાર બદલાઇ ગયો છે. હવે હું વસંતને પોલીસ ઑફીસર બનાવવા ચાહતો નથી.

લી. આપનો

**બનારસીલાલ**

પિતાના નામે પોતેજ પત્રનો જવાબ આપ્યો. બિહારી હસ્યો–ભયંકર હસ્યો. મિનાક્ષીએ સ્મીત કર્યું અને વસંતને બાથમાં લીધો. અને બિહારી બન્નેને એકલાં રહેવા દઈ ચાલી ગયો.........

---

## પ્રકરણ ચૌદમું

## આફત ઉપર આફત

પ્રતાપરાય જાગીરદાર પોતાની ગાદી ઉપર નિરાંતે બેઠા હતા. સામે હુક્કો પડ્યો હતો અને પ્રતાપરાય તેની નળી મ્હોંમાં નાંખી હુક્કામાંથી સંગીતની સેરો ફટકાવતા હતો. એટલામાં બનારસીલાલ આવ્યા. પ્રતાપરાયે બનારસીલાલને આવકાર આપ્યો. ચાહ પીતાં પીતાં પ્રતાપરાય બોલ્યા.

'હવે હુ વધારે વખત થોભી શકતો નથી. જુનો હિસાબ ચુકતે કરો.'

બનારસીલાલના અવાજમાં દીનતા આવી.

'બે મહિનાની વાત છે. એટલો વખત થોભી જાવ. વસંતને નોકરી મળે કે તુરતજ તમારો હિસાબ ચુકતે કરીશ.'

પ્રતાપરાયે હુક્કાની નળી મ્હોંમાં લીધી અને મીઠી કડવી વાસ આખાએ ઓરડામાં ફેલાઇ ગઇ. પ્રતાપરાય ધીરેથી બોલ્યા.

'મેં વાત સાંભળી છે કે વસંતને પોલીસલાઇન પસંદ નથી.'

બનારસીલાલ ધીરૂં હસ્યા. " એને ભલે પસંદ ન હોય; તેના બાપને તો પસંદ છે ને ?"

પ્રતાપરાય જોરથી હસ્યા અને હુક્કાના ધુમાડે ઓરડો ભરાઈ ગયો.

' આજ કાલના જુવાનીયા ઘરડા બાપનું કહેવું માનતા નથી. ' બનારસીલાલ જરાક ગંભીર બન્યા. અને ગંભીર સ્વરે બોલ્યા ' પ્રતાપરાયજી, જે દિકરામાં **આંખની શર્મ** હોય છે તે જરૂર માને છે. ' પ્રતાપરાયને એ ગંભિરતામાં અર્થ દેખાયો નહિ. એક નિશ્વાસ નાંખ્યો અને હુક્કાની નળી દૂર મૂકી દીધી.

' હું ઘણા વખતથી એક વાત કરવાનો ઇરાદો કરૂં છું. પણ... '

' ફરમાવો... '

પ્રતાપરાય જરાક શરમાયા પણ નફ્ફટ બની ગયા અને બોલ્યા ' નિરાના હાથનો હું ઉમેદવાર છું. '

બનારસીલાલ ચોંકયા. જરાક ધ્રૂજ્યા. એક ' આહ ' દીલમાંથી નીકળી. છતાં ધીરેથી જવાબ આપ્યો.

' હું નિરાને પુછી તમને જવાબ આપીશ. ' પ્રતાપરાય વધારે નફ્ફટ બન્યા.

' એમાં નિરાને શું પુછવાનું ? તમે હમણાં જ કહ્યું કે તમારા છોકરાં તમારી વાત જરૂર માને છે. '

બનારસીલાલ ગંભીર બન્યા અને મક્કમ અવાજે બોલ્યા ' પણ બાપની ફરજ છે કે છોકરાંના સુખ દુઃખનો પુરેપુરો ખ્યાલ કરે. તેમની સલાહ લઇ ઠીક લાગે તેમ કરે. '

પ્રતાપરાય ઢીલા પડી ગયા. પણ પછી ધમકી આપતા હોય એવા અવાજે બોલ્યા.

'ખરી વાત છે. જો તમે આ વાત મંજુર રાખો તો ઠીક... નહિ તો..."

'નહિ તો શું કરશો ?" બનારસીલાલે મક્કમ અવાજે પુછ્યું.

'નહિતો લેણું વસુલ કરવાને દરેક રસ્તા શોધી કાઢીશ... સમજ્યા ?'

'ઇન્સ્પેક્ટર બનારસીલાલ તમારા જેવા ગમારની ધમકી સાંભળી ડરતા નથી.'

'તો જાગીરદારને કોઇનો 'ઇન્કાર' સાંભળવાની ટેવ નથી.'

'તો પછી પહેલી વખત 'ઇન્કાર' સાંભળી લો.'

'સારી વાત...હવે આપણી મુલાકાત અદાલતમાં થશે...સાહેબજી' પ્રતાપરાયના અવાજથી ઓરડાની ભીંતો ધ્રુજી ગઈ અને કેટલી એ વાર સુધી હવામાં તેના અવાજની ધ્રૂજારી સંભળાઈ. બનારસીલાલ ગુસ્સામાં ત્યાંથી ચાલી ગયા. પણ પ્રતાપરાયે બનારસીલાલને બૂમ પાડી બોલાવ્યા. અને પાછા બેસાડયા.

'એ તો જરા ગુસ્સો આવ્યો. તમારા પોલીસ લોકોને ગુસ્સો તુરતજ આવે...'

'તમારા જેવા પૈસાદારને પણ ગુસ્સો ખુબ સસ્તો છે. બોલો શું હુકમ છે ?'

'મારી વાતને તમે ધમકી ન સમજતા. જો નિરાને પસંદ હોય તોજ...'

'તો મને મંજુર છે.'

બનારસીલાલ ઉઠયા. પ્રતાપરાય બનારસીલાલને બારણા સુધી વળાવવા ગયા. બન્ને છુટા પડયા. બનારસીલાલ ધીરે પગલે ચાલ્યા ગયા. પ્રતાપરાયના દીલમાં ધ્રૂજારી આવી. 'નિરા કબુલ કરશે ?'

---

# પ્રકરણ પંદરમું.

## પ્રણય બેલડી

મેઘરાજાની મહેરબાની થઈ ગઈ. થોડાંક જલનાં ફૂલડાં પૃથ્વી ઉપર વેરી ચાલી ગયા. જમીનમાંથી સુગંધ આવતી હતી. અનુપે માટીનો મહેલ બનાવ્યો હતો. તે વરસાદના પાણીથી ભાંગી ગયો. અનુપને બીજો વિચાર આવ્યો. તેજ માટીમાંથી બે પુતળાં બનાવ્યા—એક પોતાનું, બીજું નિરાનું. બન્ને એક બીજાને નીરખી હસી પડતાં. આકાશ સ્વચ્છ થઈ ગયું. અને સૂર્ય દાદા આખાએ દિનની મુસાફરીથી થાકી જઇ આરામ કરવા જતા હતા. સાગરે સન્ધ્યાને બોલાવી અને સન્ધ્યા શરમથી લાલ થઇ ગઈ. સાગરે જોરથી બૂમ મારી. હવે અંધકાર થઇ ગયો અને સન્ધ્યા રજની બની ગઇ. નિરા હસી. એના હસવામાં પ્રણયના ફૂલ છુપાયાં હતાં. એક પુતળુ હાથમાં લઇ 'આ શું છે ?' અનુપ જરાક ગંભિર બન્યો. ' આ માટીના પુતળાં છે. માટીમાં પાછા મળી જશે. તે પહેલાં બિચારા આનંદ કરે છે.'

નિરાં હસી. એ હાસ્યનો રણકાર આકાશમાં ભરાઈ ગયો અને તારાઓ આંખ ખેંચી ખેંચી જોવા લાગ્યા.

'તો તમે પુતળાંને લઈ જીવને સંતોષો છો.'

'બની શકે.'

'અરે તમારા જાગીરદારની જીભ તો મારે માટે તલપ તલપ થઈ ગઈ છે.'

'અરે તારા પિતાજી એને માટે 'હા' ન કહી દે.'

'શું ગભરાવ છો. નિરાંના પિતાજી છે... એતો દેવતા છે.'

'ભસ્માસુરની સામે દેવતા પણ ઠંડા થઈ જાય છે.'

નિરા પાછી હંસી. હસવાને જ સર્જાઈ હતી.

'પણ આ મોહિની ની સામે......'

નિરાએ અનુપની આંખમાં જોયું. અનુપે નિરાની આંખમાં જોયું. આંખમાં આખી માનવજાતિના સ્વભાવનો ઇતિહાસ લખ્યો હોય છે. એટલામાં મલયા નિલની લ્હેર આવી અને મોહિની નીરાને ગીત સ્ફૂર્યું.

'મીઠું બોલા મોરા
બલમા આં આં આં
તૂં મુંહ ફેરે તો ફેર
નજર મત ફેર રે.....'

અનુપને નિરાની અસર લાગી.

'મુંહ લગી મિજા જાન ગોરિયા....
આઓ બૈઠો નયનકી નાંવ
કરાઉં સૈર રે........

નિરા ને મસ્તી ચઢી. જેમ સાગરને સન્ધયા દેખી ચઢે તેમ....

'મીઠું બોલા મોરા બલમા
તેરી નાવ મેં હૈ રે તૂફાન
ઔર નન્હીં સી મેરી રે જાન
ઉડ જાઉં તો ડૂબ જાઉંતો
મૈં સદા રહું તોરે સંગ
કરો ના દેર રે.....મીઠું બોલા....

પણ મોહિની નીરાનો મિજાસ ગયો અને ગાયું

મીઠું બોલા મોરા બલમા
જાઓ કાહે ખુશામદ કરો....

અનુપને નીરાના ગીતે ગાતો કર્યો.

જોગી આયા હૈ ઝોલીભરો
જરા ધીરેસે કહ દો હાં...
મનાઉં તોરી ખૈર રે.......ત્યાર પછી.

બન્ને એ ગાયું 'મીઠું બેલા મોરા બલમાં'......

---

# પ્રકરણ સોળમું

## રસોડામાં...

ભગવતી દેવી ઘરમાં જ બનાવેલા મંદિરમાં પુંજા કરી રહ્યાં હતાં. રસોડામાં નિરા ચટની છુંદી રહી હતી. શ્યામા પુરી બનાવતી હતી. સગડી ઉપર દૂધ ગરમ થતું હતું. શ્યામા પુરી બનાવતી વાતે વળગી અને નણંદની મશ્કરી કરતી હતી. સસ્મીત વદને શ્યામા બોલી.

'આજ કાલ તળાવ ઉપર બહુ જાવ છો. ત્યાં પેલા...પણ આવતા હશે.'

નિરાએ છણકો કર્યો અને ચિઢાઈ ગઈ.

'ભાભી, તું રાતદહાડો મને છેડ્યા કરે છે તે ઠીક નહિ.' તારામા એ ઘણી ખરાબ ટેવ છે.'

શ્યામાએ નણંદનો છણકો ગણ કાર્યો નહિ અને પાછું બોલવાનું શરૂ કર્યું.

'તમારા બધાંજ નખરાં જાણું છું....મનમાં મીઠું લાગે છે અને મને બતાવવા જરા જરામાં શરમાઈ જાવ છો...અનુપનો હાથ ફરશે એટલે મને તો ભૂલી જ જશો.'

નિરા હસી પડી. ભાઇનો હાથ ફરતાં તું કોને ભૂલી ગઈ?' શ્યામા આ વાત સાંભળી ઉદાસ બની ગઈ?' શ્યામાનો પતિ હવે પોતાની જરા પણ દરકાર કરતો ન હતો. નિરા સમજી ગઇ અને પુછ્યું.

'કેમ ભાભી, શું થઈ ગયું.'

'કંઈ નહિ...'

'હું જાણું છું. ભાભી, ભાઈ રોજ રાત્રે મોડા આવે છે. તારામાં કંઈ દમ નથી. પણ ગભરાઈશ નહિ. લગનની બેડી એટલી મજબુત છે કે કોઇ તોડી શકતું નથી. ભલે માણસ અહીં તહીં ખુબ ફરે પણ

પાછો આવે પોતાની પત્નિ પાસે. ભાભી–પતંગને આસમાન ઉપર ઉંચે ઉંચે ઉડવા દો. એ ઉડી ઉડીને થાકી જશે. પરંતુ પતંગની દોરી હાથમાં રાખવી. જ્યારે મરજી પડે ત્યારે પાછી ખેંચી લેવી.'

શ્યામા આ વાત સાંભળી હસી પડી.

'પરણ્યા પહેલાં કોકશાસ્ત્ર શીખી ગયાં?...ભલે. સારી વાત છે. લગન કર્યા બાદ મને શું ઇનામ આપશો?'

નિરા સમજી ગઇ. ભાભીને ચૂંટી ખણી અને બોલી 'ઇનામ? ભાભી–નણંદ ઇનામ આપતી નથી. હંમેશા ઇનામ લેયા કરે છે. તેથી તો નણંદ સામે મોઢું ફૂલેલું રાખે છે.'

શ્યામાએ જાણ્યું કે ઇનામ આપવાનો વારો તેનો આવ્યો. 'બોલો. શું ઇનામ જોઇએ? નિરા હસી બોલું?'

'હાં. બોલો!

'આપશે?'

'હાં હાં...જરૂર. બોલો શું જોઇએ.'

'મને નાનકડો ભત્રીજો જોઇએ. આજે નહિ. થોડાક મહિના પછી...

એટલાંમાં સગડી ઉપર મૂકેલાં દૂધમાં ઉભરો આવ્યો અને નિરા બૂમ પાડી ઉઠી.

ભાભી–દૂધ ગયું.'

શ્યામા દોડી ગઈ અને પાણીના છાંટા નાખી દૂધ નીચે ઉતાર્યું. પણ શ્યામા બેસી પડી અને ઉંડો નિશ્વાસ નાંખ્યો.

'ભાભી, શું થયું?'

શ્યામા શરમાઈ ગઈ. 'કંઈ નહિ. મારે દોડવું જોઇતું ન હતું.'

નિરા સમજી ગઇ કે શ્યામા માતા બનવાની તૈયારીમાં છે. નિરા આનંદમાં આવી ગઇ અને બોલી ઉઠી 'સમજી ગઈ, સમજી ગઈ. ભત્રીજો–નાનકડો ભત્રીજો...' નિરા ગાવા લાગી.

'મોરી ભાભી કે નૈનોં મેં ભૈયા.' શ્યામાએ ગીતને ઉપાડયું.

'મોરી પ્યાસી ખડી રે નંનદિયા
ભર ગયે રે તાલ તલૈયા...

નિરાંને આનંદ આવ્યો અને પાછી ગાવા લાગી

કહાં ચાહિયે ધૂપ
કહા ચાહિયે છૈયા
કહાં ચાહિયે જી...
ભાભી મોરા ભૈયા...

શ્યામાએ ગીતનો જવાબ ગીતમાં આપ્યો.

'સરદી મેં ચાહીયે ધૂપ'
ગરમીમેં ચાહીયે છૈયા...
સાવનમેં ચાહીયે જી...
નંનદિ તોરા ભૈયા......

નિરાએ ફરીને તાલ પૂર્યો.

'મોરી ભાભી કે
નૈ નોં મેં ભૈયા....

શ્યામાએ ગીત ચાલુ રાખ્યું...

'માથે કી શોભા બિન્દિયા
ચુનરી કી શોભા સૈયા;

નિરાને ગીતની રંગત લાગી.

'ગોદી કી શોભા હો
નન્હાસા કુંવર કનૈયા
મોરી ભાભી કે......

ગીત ગાતાં ગાતાં રસોઇ તૈયાર થઇ ગઈ પણ ખાનાર ત્યાં હતો નહિ...

# પ્રકરણ ૧૭ મું

## સૌભાગ્ય સુર્ય

શ્યામાને પુરા માસ થયા. નિરા ભગવતી બીજી સ્ત્રીઓ સાથે શ્યામાના ખાટલાની આજુબાજુ બેઠાં હતાં. બનારસીલાલ પોતાના દિવાનખાનામાં રાઇફલ સાફ કરી રહ્યા હતા. સૌ કોઇ નવા જીવની રાહ જોઇ બેઠા હતા. પાન્ડેજી હાથમાં માલા લઈ, ટીપણું જોતા હતા.

' હું જાણું છું છોકરો આવશે ' પાંડેજી એ શુભ વાણી કાઢી. આનંદ પણ આજે આ સભામાં આવ્યો હતો.

' નહિ. છોકરી આવશે. ' વગર અક્કલનું બોલી મારવાનો આનંદનો સિદ્ધાંત હતો. બનારસીલાલે આનંદ સામું જોયું અને બોલ્યા ' અરે ભાઇ તને મારી સાથે શું દુશ્મની છે. ? ' છોકરો થવા દેને. '

આનંદ બોલ્યો ' સારી વાત છે. છોકરો થવા દઉં. એક શરતે. એનું નામ આનંદ રાખવું ' આનંદ જાણે પરમેશ્વર હોય એવા રૂઆબથી બોલ્યો. સૌ કોઈ હસી પડયા. પાન્ડેજીની ધીરજ ચાલી જતી લાગી.

' કેટલી વાર. શુભ મુહુર્ત તો ચાલી જાય છે. ' આનંદ ઘડીયાળ બતાવી બોલી ઉઠયો.

' પાન્ડેજી-બરાબર બતાવો, કેટલે વાગે કેટલી મીનીટે કેટલી સેકન્ડે મહેમાન આવશે ? '

પાન્ડેજીએ ઘડીઆળમાં જોયું અને બોલ્યા.

' શનિના ઘરમાં ચંદ્ર પ્રવેશ કરે છે. અને સૂર્ય બહાર આવ્યો છે. બસ હવે જોગ આવ્યો '......

બરાબર બાર વાગે...

' લો...બરાબર બાર '. આમ કહી આનંદે ઘડીયાળની ચાવી ફેરવી.

એટલામાં બાળકની ચીસ સંભળાઇ. સૌકોઇ આનંદ પામ્યું અને પુછવા લાગ્યા ' શું છે ? છોકરો કે છોકરી ? ' એટલામાં નિરા

થાળી વગાડતી બહાર આવી અને નાચતાં નાચતાં બોલી-ભત્રીજો, ભત્રીજો !

બનારસીલાલની આંખમાં હર્ષાશ્રુઓ આવ્યાં અને બન્દુક લઈ બારી પાસે ગયા. પૌત્રના માનમાં બનારસીલાલે બાર વખત બંદૂક ફોડી. પાન્ડેજીનો કાનનો પડદો તૂટતો લાગ્યો અને બોલી ઉઠયા. શું બોમ્બ પડ્યા ?'

આનંદ ગભરાઈ ગયો અને એ. આર. પી. ને બુમ પાડવા લાગ્યો. એટલામાં શોર બકોર થયો. બનારસીલાલ બારીએથી પાછા આવ્યા. એમની આંખમાં હર્ષાશ્રુઓ સમાતાં નહતાં. 'પૌત્ર થયો' અને આનંદથી ખુરશીમાં પડ્યા. એટલે આનંદ બોલ્યો.

'કાકાજી હવે મીઠાઈ ખવડાવો'

'હાં જરૂર...'

જ્યારે ઉપલો વાર્તાલાપ અહિં ચાલુ હતો ત્યારે બીજી તરફ ત્યાં બરાબર તેજ વખતે વસંત મિનાક્ષીને હાથમાં લઇ દારૂ પીતો હતો.

એટલામાં બિહારી આવ્યો અને વસંતને અભિનંદન આપ્યાં અને બોલ્યો:' તું પિતા થયો-પુત્રનો '-મિનાક્ષીના ગાલ ઉપર ટપલી મારી વસંત બોલ્યો-છોકરો આવ્યો. લગાવ એક બે પેગ...બિહારીએ એમાં સાથ પુર્યો અને પેગ ઉપર પેગ પીવા લાગ્યા. પુત્ર જન્મની ખુશ ખબરી બ્રાન્ડીની શીશીથી તાજી થવા લાગી.

ફરીને આ તરફ બનારસીલાલના શયન ખંડમાં આનંદની ચેષ્ટાઓથી ખૂણેખૂણે હાસ્યના ફુવારાઓ છુટી રહ્યા હતા. એવામાં એક અવાજ આવ્યો 'વસંત ક્યાં ગયો' અને સૌકોઇ શાન્ત થઈ ગયા. બનારસીલાલની આંખ નીચી પડી ગઇ. આનંદથી રહેવાયું નહિ. બોલી ઉઠયો અરે એ તો પુત્ર જન્મના શુભ સમાચાર સુણી એકાદ શરાબની બાટલી ગગડાવતો હશે '

આ સાંભળી સૌ કોઈ ચુપ થઈ ગયું. આનંદ ઝંખવાઈ ગયો. બનારસીલાલે પાંડેજી તરફ જોયું અને ધીરેથી બોલ્યા.

' મેંજ એને બહાર મોકલ્યો છે. ' સૌ કોઈ ધીરે ધીરે વેરાઈ ગયા. કેટલાએ પ્રમાણિક પિતાને આવા પુત્ર ખાતર જુઠું બોલવું પડતું હશે ?

---

## પ્રકરણ અઢારમું

### શરમનો છેડા

ભગવતીએ પુત્રની બધીયે વાત સાંભળી. આંખમાં આંસુ સાથે બનારસીલાલને વાત કરી ' વસંત મિનાક્ષીને ઘેર પડી રહે છે. ત્યાં શરાબ પીએ છે અને જુગાર રમે છે. '

બનારસીલાલ ગળગળા થઈ ગયા. અને બેલ્યા. એ જરૂર પાછો આવશે. આપણો પુત્ર છે. '

બનારસીલાલના દીલને આઘાત લાગ્યો. પુત્ર જન્મના ખબરે પણ વસંતના દીલને બદલ્યું નહિ. એક દિવસ બનારસીલાલ જાતેજ વસંતને શોધવા નીકળ્યા અને મિનાક્ષીના ઘર તરફ વળ્યા.

વસંત મિનાક્ષી સાથે દીલ્લગી કરતો હતો અને મહેફીલ પછી સૌકોઇને પૈસા વહેંચતો હતો. શરાબનો પ્યાલો સામેજ પડ્યો હતો અને શીશી લગભગ પુરી થવા આવી હતી.

એટલામાં બનારસીલાલ આવ્યા. પુત્રનો વેશ જોયો. ગંભિરતાથી બોલ્યા ' વસંત ' ' વસંત ને પિતાના આગમનની ખબર ન હતી. સૌ કોઇ એકદમ ચોંકી ગયાં. વસંતથી પિતાજીની સામે દેખી શકાયું નહિ. પોતાની આંખ નીચી નાંખી દીધી અને ઉપર હાથ મુકી દીધો. બનારસીલાલ એક પણ અક્ષર બોલ્યા વગર ચાલી ગયા. વસંત ઉભો

થયો અને બોલી ઉઠયો ' હું જાઉં છું ? બિહારી બોલી ઉઠ્યો ' હવે શું ? એ તો ચાલી ગયા. તું શું બાયલો છે ? '

' નહિ. પણ મારો જીવ ગભરાય છે. પિતાજીએ પોતાની આં મને શરાબ પીતો જોયો.' 'પણ તેં **આંખની શર્મ** રાખી. તેં આંખ આડે હાથ ધર્યો. ખેલ ખલાસ. '

' નહિ. પણ હું તો જઈશ. '

એટલામાં મિનાક્ષી છરી લઈ આવી અને બોલી ' આ છરી લો. મારૂં ગળુ કાપી નાંખીને જાવ ' મિનાક્ષી નાટકી ઢબે રડવા લાગી.

વસંત મિનાક્ષીના નાટકીવેળા સમજી શક્યો નહિ મિનાક્ષીને હાથમ લઈ બોલ્યો ' હું તારોજ છું. તારે ગભરાવાની જરૂર નથી ' મિનાક્ષ વસંતની ગોદમાં છૂપાઇ ગઈ અને બોલી ઉઠી ' હવે તમે જઈ શકો નહિ. ' વસંત ગભરાતે દીલે મિનાક્ષીનો દોર્યો દોરાયો. શરાબની શીશીઓ આવી અને ખાલી થવા લાગી. વસંત ચકચૂર બન્યો ફાવે તેમ બોલવા લાગ્યો.

' મિનાક્ષી, હવે તું મારી છે. મેં તારો હાથ પકડયો હવે કોઈ તને કંઈ કરી શકશે નહિ. '

' તમારા બાપનું ઘર છે. ' મિનાક્ષીએ વસંતનું માથું પોતાની છાતીએ ચાંપ્યું.

' હવે મને બાપ નહિ જોઇએ. હું કાંઈ માબાપનો ગુલામ નથી. હવે હું તને ઘર લઈ જઈશ. '

અને ખરેખર વસંત મિનાક્ષીને બાથમાં પકડી ઘેર લઇ આવ્યો. શ્યામા, નિરા અને ભગવતી આભાજ બની ગયાં. પાન્ડેજી આંખ ચોળી ચોળીને જોવા લાગ્યા કે ' આ શું થઈ રહ્યું છે. ' ત્યાં તો વસંતે હુકમ છોડયો.

'આ મિનાક્ષી મારી બૈરી છે. શ્યામાનો કમરો મિનાક્ષીનો કમરો છે.'

સૌ કોઇ અચરજ પામી ગયું. ભગવતી બોલી ઉઠી 'આ એક વેશ્યા મારી વહુ–રાંડ ચાલી જા.'

મિનાક્ષીની આંખમાંથી અંગાર વરસવા લાગ્યા. વસંત બોલ્યો. 'કાંઇ પરવા નહિ. તું ગમે તેમ બક બક કર. એતો મારીજ છે. શ્યામા નોકરડી રહેશે.'

પાન્ડેજીનો મિજાસ ગયો અને કહેવા લાગ્યા. હરામખોર–તારી માતાની કુખ લજાવી. તારા પિતાની આબરૂના કાંકરા કર્યા. તું કપુત નીકળ્યો.'

વસંતે કંઇ ગણકાર્યું નહિ અને મિનાક્ષીને લઈ આગળ ચાલવા લાગ્યો. પાન્ડેજી વચમાં આવ્યા અને બોલ્યા 'આ ઘરમાં વેશ્યા નહિ રહી શકશે.' વસંત ખીજવાયો અને બુઠ્ઠા પાન્ડેજીને જોરથી ધક્કો દઈ નીચે પાડી નાખી. મિનાક્ષીને લઈ પોતાના કમરામાં ચાલી ગયો. સૌ કોઈ રડતાં રહ્યાં. ભગવતી અને નિરા ઘર છોડી ચાલી ગયાં અને પાન્ડેજીને ઘેર રહેવા ગયાં, શ્યામા પુત્રજોડે પતિસેવા કરવા ત્યાંજ રહી.

એટલામાં બનારસીલાલ આવ્યા. સાથે અડધો ડઝન શરાબની શીશીઓ હતી. બનારસીલાલ તદ્દન નરમ થઈ ગયા હતા. આંખમાં નુર ન હતું. જાણે એક દિવસમાં સો વરસ થઈ ગયાં.

'નિરા ક્યાં ગઇ. બેટા.'

શ્યામા રડી પડી. પુત્રને છાતી સરસો ચાંપ્યો. બનારસીલાલ વિસ્મય પામ્યા.

'શું છે બેટા.'

શ્યામા વધારે જોરથી રડી પડી. બનારસીલાલે શ્યામાના હાથમાંથી બાળકને લઈ લીધો. ‘ બોલો. બેટા શું થયું ? નિરા ક્યાં છે ? તમારી મા ક્યાં છે ? ’

‘ ઘર છોડીને ચાલી ગયાં. ’

‘ હેં. ક્યાં ? શા માટે ? ’

શ્યામાએ રડતી આંખે વસંતના કમરા તરફ આંખ કરી. બનારસીલાલ કંઈક સમજ્યા હોય એમ લાગ્યું. તેમણે બુમ પાડી– ’ વસંત–વસંત. ’

બુમ સાંભળી વસત બહાર આવ્યો. સાથે મિનાક્ષી પણ આવી. બનારસીલાલે મિનાક્ષીને જોઈ આંખ મીચી દીધી. જુગ જુગ જીવો બેટા આમ લવી પાછા વળ્યા. વસંતે જોરથી બુમ પાડી ’ શરાબની શીશી શ્યામા સાથે મારા કમરામાં મોકલી આપો. ’

મિનાક્ષી હસી અને વસંત તેને ઘસડી પોતાના કમરામાં લઈ ગયો. શ્યામા પિતાજીની પાસે બેસી પડી. બનારસીલાલે આખીએ આલમનું હેત લાવી શ્યામાના શીર ઉપર હાથ ફેરવ્યો.

---

## પ્રકરણ ઓગણીસમું

### આંધળા પિતા

બનારસીલાલના દીલને સખ્ત આઘાત લાગ્યો. પુત્ર કપુત થઈ ગયો. પોતાના શીર ઉપર દુઃખનો ડુંગર પડયો. ભરેલા ઘરમાં શ્મશાન જેવું થઇ ગયું. ઘરમાં સતી શ્યામા હતી. બાળક હતું છતાં ત્યાં એક ઝેરી સાપ વસતો હતો. તે ફૂંફાડા મારતો અને આખા ઘરની હવા ઝેરી બનાવતો. બનારસીલાલની વૃદ્ધ આંખમાંથી આંસુ ટપકતાં ત્યારે શ્યામા આશ્વાસન આપતી.

'બાપુજી આફત વખતે આપણે બધાયે ધીરજ રાખવી જોઇએ.'

'બેટા, આજસુધી મેં ખુબ ધીર જ રાખી. હું સમજતો હતો કે એક દિવસ જરૂર વસન્તને **આંખ–ની–શરમ** લાગશે. પણ એ મારી ભૂલ હતી. હું ખામોશી રાખી રહ્યો. એ આગળજ વધતો ગયો. મારી તમામ આશાઓ કચડી નાંખી. એ પિશાચે ! તારા જેવી લક્ષ્મી છતાં ઘરમાં વેશ્યાને રાખવાની હિમ્મત કરી. મા બહેનને ઘરની બ્હાર કાઢી મૂક્યા. વહુ બેટાનો તિરસ્કાર કર્યો–એવો છોકરો. મારો પુત્ર હોઈ શકે એમ બનેજ નહિ. ઈન્સાનની કુખમાંથી ઈન્સાન જ પેદા થાય છે.–? શયતાન નહિ. પણ એ તો શયતાન છે. મારો બેટો નથી. મેં એને માટે શું શું નહિ કર્યું ? હવે દુનીયામાં હું મ્હોં બતાવવાને લાયક નહિ રહ્યો. પ્રભુ કોઇને પણ આવો પુત્ર ન આપીશ.–દુશ્મનને પણ નહિ. બેટા ! આ ઘર શ્મશાન થઈ ગયું. શમશાનમાં માણુસ નથી રહેતા. એમના શબ રહે છે. આ ઘરમાં હવે કોઇને જીવવાનો અધિકાર નથી. શ્યામા ! શ્યામા ! મારી સામેથી ખસી જા. તારા બચ્ચાને સંભાળ. એ પુત્રનું આજે હું ખુન પી જઇશ. અને પેલી પાપણીનું માથું ભાંગી નાખીશ.

બનારસીલાલના ક્રોધની સીમા રહી નહિ. રાઇફલ લેવા દોડયા. ભરેલી રાઇફલ હાથમાં લઈ વસંતના ઓરડા તરફ દોડયા. શ્યામાએ બાપુજીનો ક્રોધ જોયો. બાળકને લઇ દોડી અને બનારસીલાલની સામે જઇને ઉભી રહી.

'બાપુજી, ચલાવો ગોલી. તમારે મારૂ સિંદુર લૂછી નાખવું છે તો ભલે તેમ કરો. તે પહેલાં મારા ઉપર ગોળી ચલાવો. **આર્ય પત્નિનું સિંદુર લોહીથી પણ બહુ મોંઘું હોય છે.** બાપુજી, ગોળી ચલાવો. મારા ઉપર ગોળી ચલાવો.'

બનારસીલાલના દીલમાં સ્નેહનું સરોવર ભરેલું હતું. વહુનો સાદ

સુણી દીલ તુટી ગયું. રાઇફ્લ હાથમાંથી નીચે પડી ગઈ અને પોતે પણ નીચે બેસી ગયા. માથે હાથ દઈ બોલ્યા.

'વહુ બેટા, હવે વસંતને સુધારવાનો એક પણ ઉપાય નથી.'

બાબુજી, ધીરજ રાખો. કિનારે આવી હવે હિંમત હારો નહિ. હજી એમણે **આંખ-ની-શર્મ** તદ્દન ગુમાવી નથી. ત્યાં સુધી આશા રાખો.'

આ વહુ સસરાના સંવાદ વસંતે સાંભળ્યાં. અને એને પહેલીવાર ખેદ થયો બનારસીલાલ જોરથી બોલ્યા.

'હું મારી આંખેથી મારો સત્યાનાશ જોઈ નથી શકતો'

મિનાક્ષી કેજે દારૂની શીશીઓ લેવા આવી ઉભી હતી. તે હસી. અને બોલી.

'તો મહેરબાન, આંખ ફોડી નાખો.' આવો શબ્દ પ્રહાર કરી મિનાક્ષી ચાલી ગઇ બનારસીલાલ ખુરશીમાં ઢળી પડ્યા. શ્યામા એ બાબુજીને હાથ આપ્યો અને ધીરજ આપવા પ્રયત્ન કરવા માંડયો. બનારસીલાલને ભૂતકાળનું સ્વપ્ન આવ્યું.

એકવાર વસંતને તમાચો માર્યો હતો. પાંન્ડેજી સમજાવે છે કે તમાચો મારવાથી બાળક સુધરતું નથી. '**આંખ-ની-શર્મ**' રાખવી જોઇએ.

મિનાક્ષીને ત્યાં વસંતને શરાબ પીતો જોયો.

વસંતે આંખો બંધ કરી દીધી.

મિનાક્ષીના તરવારની ધાર જેવા શબ્દો.

'આંખો ફોડી નાંખો.'

આખું સે દીવા સ્વપ્ન એક સેકન્ડમાં આવી ગયું. બનારસીલાલનો ક્રોધ જતો રહ્યો.

'વહુ બેટા, મિનાક્ષીની વાત ખરી છે. મારે આંધળા થઈ જવું જોઇએ.'

'બાપુજી, તમે શું બોલી રહ્યા છો?'

'હાં બેટા, હું જોઇ શકુ છું. પણ હવે કાંઈ જોઈશ નહિ. મારે આ ઘરમાં આંધળા થઈ રહેવું પડશે. આપણા વસંતને માટે—**આંખ–ની–શર્મને** માટે.'

---

## પ્રકરણ વીસમું

## પિતા તે પિતા

વસન્ત અને મિનાક્ષી એક રાતે શરાબના નશા મહીં ચુર હતાં. વસન્ત ગ્લાસમાં શરાબ રેડતો રેડતો બોલ્યો.

'મિનાક્ષી, બાપુજી આંધળા થઈ ગયા.'

ખરેખર, ચાલો નિરાંત થઈ. આમ કહી ઘરના એક પડખેથી વેશ્યા મીનાક્ષી હંસી રહી હતી ત્યાં તો બીજે પડખેથી વસંતનું બાળક રડતું સંભળાયું. વસંતના દીલને જરા આઘાત પહોંચ્યો. મિનાક્ષીએ જોયું અને બોલી.' 'શું થયું? બાળકતો રડયા જ કરે.'

'પણ એ બચ્ચું મારૂં છે.'

'મેં ક્યારે કહ્યું કે મારૂં છે.'

અને નફ્ફટ વેશ્યા હસી. વસન્ત ગંભિર રહ્યો.

શ્યામા તો મિનાક્ષીની નોકરડી હતી. ચા પાણી, નાસ્તો, ભોજન વગેરે વસંતના ઓરડામહીં આવી આપવું પડે. જ્યાંસુધી તેઓ ભોજન કે ચા પુરી ન કરે ત્યાં સુધી શ્યામા એ ઉભું રહેવું પડે.

શ્યામાને વસન્ત મિનાક્ષીનો પલંગ સાફ સુફ કરી પથારી બરાબર કરવી પડે. શરાબ પિવાની વખતે શરાબની શીશીઓ મિનાક્ષીને આપવી પડે. શ્યામા પત્નિ નહિ પણ એક નોકરડી બની ગઈ. પતિની સેવા કરવી એ તો આર્ય પત્નિનો ધરમ હતો. શ્યામા આર્ય પત્નિ હતી એટલે આ બધાએ દુઃખને ગણુકારતી નહિ.

એક દિવસ નોકર આવ્યો ન હતો. વસંત અને મિનાક્ષીએ ભોજન કર્યું અને ભોજનની એઠી થાળીઓ શ્યામા ઉપાડી જતી હતી. બનારસીલાલે આ જોયું અને ક્રોધે ભરાયા. શ્યામા સમજી ગઈ. અને એકદમ પાસે આવી બોલી ઉઠી ' બાબુજી, કાંઈ પણ બોલ્યા તો મારા કસમ છે. ' પરંતુ બનારસીલાલનો ગુસ્સો ધીરજની પાળ ઓળંગી ચૂકયો. હતો. એકજ લાકડીના સપાટે શ્યામાના હાથમાંની થાળીને નીચે ફેંકી દીધી. પરંતુ એ થાળી જમીન ઉપર ન પડતાં બનારસીલાલના પગ ઉપર પડી અને અવાજ થયો. વસન્તે આ અવાજ સાંભળ્યો અને બહાર આવ્યો. બનારસીલાલના પગેથી વહેલું લોહી શ્યામા લુછી રહી હતી.

' શું થયું ? ' વસંતે પૂછ્યું.

શ્યામા અને બનારસીલાલ શાન્ત રહ્યાં. વસન્ત ચીઢાયો અને બોલ્યો.

' શું થયું ? '

' પણ કોઇ બોલ્યું નહિ,

' એમ, ત્યારે કોઈ મારી સાથે બોલવા પણ માંગતું નથી. '

એમ કહી એ પાછો જતો હતો. પરંતુ શ્યામાએ વસંતને જતો અટકાવ્યો. અને બોલી ' બાબુજીની માફી માંગો. એમના પગમાંથી લોહી વહી રહ્યું છે. '

'પણ બાબુજી મારી સાથે બોલવા નથી માંગતા. તો પછી હું એમની:ખુશામત શું કરવા કરૂં ?'

'તમારે ખુશામત કરવી પડશે. તમે એમના પુત્ર છો.'

'ચુપ રહે. મોટી વકીલ બની મને શિખામણ આપવા આવી. બાબુજીને ખાતર–તું–મારી પત્નિ–મારી સાથે ઝગડો કરે છે ?'

'હા. હું તમારી પત્નિ ખરી. પતિ પતિને જગ્યાએજ શોભે. છતાં તમે બાબુજીનું અપમાન ન કરી શકો. તમારે લીધે બિચારા સસરાજીને દુઃખી ન કરી શકું. **આર્યપત્નિને માટે પતિ પરમાત્મા છે પણ સસરાજી તો પરમાત્માના પણ પરમાત્મા છે.**

વસંત ચુપ થઇ ગયો. મિનાક્ષી હસવા લાગી. શ્યામાને નિરાશ થઈ જતું રહેવું પડયું.

થોડાક દિવસ પછી શ્યામા બિમાર પડી. બનારસીલાલ શ્યામાના પલંગ પાસે ખુરસી નાંખી બેઠા હતા. શ્યામાને દવા આપવી, પાણી પાવું વગેરે કામ હવે બનારસીલાલને કરવું પડતું પણ તેઓ ખરા દીલથી કરતા. એમનો જુનો દોસ્ત દીલીપ મળવા આવ્યો. દિલીપે જોયું કે બનારસીલાલ આંધળા થઈ ગયા છે. બન્ને ભેટયા. ખબર અંતર પુછી.

'તો ભાઇ, આંખોનો ઈલાજ કેમ નથી કરાવતા.'

વસંત કામસર બહાર આવ્યો અને આ વાતચીત સાંભળતો હતો.

**'આંખનો ઈલાજ શું કરાવે ? આંખની જયોતિ જતી રહી.'**

'વસન્તની નોકરી માટે તમે 'ના' કેમ લખી દીધી ? તમે લખ્યું કે 'વસન્તને પોલીસ લાઇન પસન્દ નથી.' અરે એ નોકરી માટે મારે કેટલી બધી મહેનત કરવી પડી.'

બનારસીલાલ ચોંક્યા. પોતાને કોઈ કાગળ મળ્યો નથી. અને એનો જવાબ પણ આપ્યો નથી. પણ તરત જ સમજી ગયા કે એ વસન્તનું કામ છે. એટલે વસંતની આબરૂ જાળવવા બોલ્યા. ' હા મેંજ ના કહી દીધી. કેમકે હું ઘરડો થયો છું. અને ઘરમાં દેખરેખ રાખવા કોઇ જોઇએ ને ? અને વસંત ઘરમાં નહિ હોય તો મારી દેખભાળ કોણ કરે ? '

દીલીપ ખુશ થયા અને બોલ્યા.

' હું તો પેહેલેથીજ જાણતો હતો. કે વસંત કેટલો સરસ છોકરો છે. વસંતે તમારૂં કહ્યું માન્યું. બાકી આ જમાનામાં દીકરો બાપને ગણકારે પણ નહિ. '

' જી ખરી વાત છે. '

દીલીપ ચાલી ગયા. બનારસીલાલ એકલા પડયા અને શ્યામાને દવા આપી. વસંતે દીલીપ અને બાબુજીની વાતચીત સાંભળી, પોતેજ શરાબની ધુનમાં સરકારી કાગળનો જવાબ આપ્યો હતો કે ' વસંતને પોલીસ–લાઇન પસંદ નથી '. વસંતના દીલને ધકકો લાગ્યો. પોતાની આબરૂ ખાતર બાબુજી જુઠું બોલ્યા. ખરાબ દિકરાને ખરાબ ન કહ્યો.

---

## પ્રકરણ એકવીસમું

### પરિવર્તન.

મિનાક્ષી પાવડર. લીપસ્ટીક લગાવી તૈયાર થઈ ગઈ. વસંત સામે બેઠો હતો. મીનાક્ષીએ કહ્યું.

' વસંત ચાલો સીનેમા જોવા જઇએ. '

' આજે મારા જીવને ઠીક નથી. કોઈ દિવસ જઇશું. '

'મેં કપડાં પહેર્યાં. ચાલો, ચાલો. બધો જીવ ઠીક થઈ જશે.'

'નહિ. આજ માફ કર,'

'તું મારી સાથે ન આવે તો તારા બચ્ચાના કસમ.'

'વસંત ચોંક્યો. મિનાક્ષીએ વસંતની આ એક નબળાઈ શોધી કાઢી હતી. વસંતને પોતાના બચ્ચા માટે ખુબ વ્હાલ હતું. ગુસ્સાથી બોલ્યો.

'મિનાક્ષી.'

'તો ચાલો.' મિનાક્ષી હસીને બોલી, એટલામાં મિનાક્ષીની નજર ફૂલદાની ઉપર પડી. વાસી ફૂલ કરમાઇ ગયાં હતાં.

'જુઓ. શ્યામા હવે ગવંડર થઈ ગઇ. વાસી ફૂલ કાઢી તાજાં ફૂલ મુકવાની ફૂરસદ પણ નથી.'

'ત્યારે તું શું એને નોકરડી ગણે છે?'

'કેમ નહિ? તમારા ચરણોની એ દાસી છે. તો પછી તમારા દીલની રાણીની એ દાસી સેવા કરે તેમાં શું નવાઇ?'

'હા. ખરી વાત! વસંતના દીલમાં ગુસ્સો આવ્યો. પણ ગંભીર બની ગયો. એના મનમાં થતું હતું કે કાંઇક ખોટું થાય છે.'

મિનાક્ષી અને વસંત બહાર નીકળ્યા. બનારસીલાલ સાંજ ખુરશી નાંખી વસંતના બચ્ચાંને ગોદમાં લઈ બેઠા હતા. બનારસીલાલ છતી આંખે આંધળા બન્યા હતા. આ વાત શ્યામા સિવાય કોઈ જાણતું નહતું. દુનિયા એમજ માનતી હતી કે બનારસીલાલ આંધળા બની ગયા. દાદર ઉતરતાં મિનાક્ષીએ પૂછ્યું,

'વસંત બાપુજીની આંખોનો ઇલાજ કેમ નથી કરાવતો!'

'એમ જ' વસંતને વાત કરવાનું પણ દીલ ન હતું.

'સમજી ગઇ. તું એમ ધારતો હશે કે આંખ સારી થયા પછી તારા ઉપર દેખરેખ રાખવા માંડશે. પણ યાદ રાખ જે કે જ્યાં સુધી મિનાક્ષી તારી સાથે છે ત્યાં સુધી તારી સામે કોઇ આંખ ઉઘાડી ના શકે.' મિનાક્ષી મોટેથી બોલી અને હસી પડી. શ્યામા તરફ જોઇને ફરી બોલી.

'હમે જરા મોડા આવીશું હમારો ઓરડો બરાબર સાફ કરી દેજો.'

શ્યામાએ ડોકુ ધુંણાવી 'હા' પાડી. બનારસીલાલને ગુસ્સો આવ્યો. પણ ચુપ બેસી રહ્યા. પછી મિનાક્ષીએ પોતાની હેન્ડ બેગમાંથી નાનો અરિસ્સો કાઢ્યો અને બનારસીલાલની આંખની સામે પકડયો. બનારસીલાલ આંધળા ન હતા. છતાં પોતે આંધળા છે એમ બતાવવા એ અરિસ્સાના કિરણ સહી રહ્યા. શ્યામા આ જોઇ રોઇ પડી. વસંતને મિનાક્ષી ઉપર ગુસ્સો આવ્યો. એકદમ મિનાક્ષી તરફ દોડયો તેને જોરથી પકડી ધક્કો લગાવ્યો અને લાત મારી બોલ્યો.

'બદજાત, બે શરમ, તું શું સમજે છે?' મિનાક્ષી કપડાં ખંખેરી ઉભી થઇ અને જોરથી બોલી.

'વસંત, હું તારી દાસી નથી.'

'તું મારી કંઈ નથી. નીચ કમીની મારી સામેથી તુ ચાલી જા. નહિ તો હમણાં તારૂ લોહી પી જઇશ.

મિનાક્ષી એ વસંતનું '**પરિવર્તન**' જોયું. અને બોલી વસંત, યાદ છે તે દિવસ કે જ્યારે તું મારી ઓસરીએ નાક રગડતો આવ્યો હતો? નીચ કોણ, પાપી કોણ તું કે હું? જેણે પોતાની સ્ત્રી જોડે મારી એઠી થાળીઓ ઉંચકાવી જેણે પોતાની સ્ત્રી જોડે મારો પલંગ

બીછાવી તૈયાર કરાવ્યો; બોલ તુંજ કહે નીચ કોણ તું કે હું? જા, તું વિશ્વમાં કોઇને એ મુંહ બતાવવા લાયક રહ્યો નથી: એ આમતેમ જોયા વગર ગમે તેવું લવી નાસી ગઈ. વસંત પિતાજી પાસે આવ્યો. પગ પાસે બેઠો અને આંખમાં આંસુ સાથે બોલ્યો.

'બાબુજી, મને માફ કરો હું પાપી છું. શયતાન છું. મારી આંખો હવે ખુલી ગઈ છે, તમે મારા માટે અંધ બની ગયા. તમારી આંખો ઉઘાડો. બાબુજી. આંખો ઉઘાડો. બાબુજી કહો કે મને માફ કર્યો. નહિ તો તમને મારા કસમ છે. મારા બચ્ચાંના કસમ છે.'

બનારસીલાલની આંખમાં હર્ષાશ્રુઓ આવ્યા. પોતાનો પુત્ર પાછો પોતાની પાસે આવ્યો. સૂર્યનું તેજ કદાપી ઝાંખુ પડતું નથી. ફક્ત કોઈકવાર વાદળ આવે અને પ્રકાશને ઓછો કરે. વાદળ ખસી જાય એટલે સૂર્ય પોતાના કિરણો તેવાં ને તેવાં જ ફેંકે. વસંત હવે બનારસીલાલનો ખરો પુત્ર બની ગયો.

બનારસીલાલે વસંતના માથા ઉપર હાથ મુકયો અને બોલ્યા, 'બેટા, તું પાછો મારો બન્યો. બેટાના સર્વ અપરાધ માફ.' વસંત પિતાજીને ભેટી પડ્યો. શ્યામાની આંખમાંથી હર્ષાશ્રુઓ નીકળ્યાં.

'બાબુજી, નિરા અને માને હું લઈ આવું.'

નિરા અને ભગવતી પાન્ડેજીને ત્યાં રહેતાં હતાં. જાગીરદાર નિરાના હાથ માટે ઉમેદવારી કરતો હતો. અને ધમકી પણ આપતો હતો. જાગીરદાર નિરાના હાથની માંગણી કરી કહેતો હતો.

'કાલે નાળીયેર મોકલીશ.' આ સાંભળી નિરા અને ભગવતી રડી રહ્યાં હતાં. ત્યાં તો અનુપ નિરા માટે ભેટ લઈ આવી પહોંચ્યો;

પ્રતાપરાયે અનુપને જોઈ ક્રોધા વેશમાં સભ્યતા શીખવવી શરૂ કરી. આ સાંભળી નિરા અનૂપને કહેવા લાગી અનૂપ આપણી પ્રણય કથાને એક સ્વપ્ન યા કથા સમજી ભૂલી જા. મારે ખાતર પિતાજીને હું હેરાન ન થવાઈ દઇશ. ત્યાં તો વચમાંજ જાગીરદાર ટહુ કયા.

" અનૂપ; નીરા આજથી મારી સ્ત્રી છે. એનું સનમાન જાળવતાં શીખ. " આ સાંભળી સ્વમાન જાળવનાર અનુપનુ રક્ત ઉકળી આવ્યું અને દુષ્ટ જાગીરદાર પ્રતાપરાયના ગાલ ઉપર એક સચોટ તમાચો ચોડી દીધો. જાગીરદાર આભા બની ગયા; એટલામાં વસંત પણ આવ્યો અને જાગીરદાર ને કહ્યું.

'કેમ શું છે? અહીંથી સીધો સીધો ઘેર ચાલી જા, નહિ તો નાસતાં ભોં ભારી પડી જશે.'

જાગીરદાર મામલો સમજી ગયા. અને આંખો કાઢતા ચાલી ગયા. બિચારાનું નિરાને પરણુાવાનુ સ્વપ્ન ઓસરી ગયું. વસંત માતાને પગે પડ્યો. બ્હેનને ગોદમાં લીધી. અને ઘેર જવા નીકળ્યો. અનૂપ અને પાન્ડેજીને પણ સાથે લીધા. નિરા અને અનુપે એકમેકની સામે જોઇ સ્મીત કર્યું. વસંતે સર્વ સાથે ઘર ભણી ચાલવા માડયું.

બનારસીલાલનું શમશાનગૃહ પાછું સ્વર્ગગૃહ બની ગયું. હવે ત્યાં દેવ વસવા લાગ્યા. વસંત અને શ્યામા આર્ય પતિપત્નિ બની ગયાં. નિરા અને અનુપે લગ્નગ્રંથીથી જોડાઈ. પ્રભુતામાં પગલાં માંડ્યાં, અને સુખનું પુર્ણવિરામ પણ આપ્યું.' 'વસન્તને પોલીસ ઓફીસરની નોકરી મળી.'

બનારસીલાલના ઘરમાં આનંદ અને કલ્લોલ થઈ રહ્યો. પાન્ડેજીએ એક તારો લીધો અને ભગવાનની પ્રાર્થના કરી.

'જસોદા તોરે ઘર આયે ગોપાલ,
રૂન ઝુન રૂન ઝુન બાજે પાયલીયા.
માખન મિસરી ચોરે સાંવરીયા,
ચિત્ત ચોરે મન મોહે કન્હૈયા,
સબ જગ ભયો નિહાલ.
જસોદા તોરે ઘર આયે ગોપાલ.'

ઘરમાં એકતારાનું ગુંજન થઈ રહ્યું સર્વ કોઈના દીલમાં સુખ અને આરામની ભરતી આવી ગઈ. હવે તો ઘરમાં દેવો વસતા હતા.

❦ સમાપ્ત ❦

## વાડીયા કૃત

### ચાર આગામી નૂતન સામાજીક આકર્ષણો

**૧. શોભા** આ ચિત્ર કાંઇ એક બે કલાકનો ક્ષણભંગુર આનંદ નથી પરંતુ એક એવું ચિત્ર છે કે જે મહીં હાસ્યની છોળો ઉડી રહી છે. જેની કથાનો સંદેશો અને સંવાદ તથા ગીતો હ્રદય પટે સ્મરણ લિસોટા પાડી જાય એવાં છે. આ ચિત્રે ઉત્તર હિંદ, પશ્ચિમ હિંદ અને અન્ય શહેરો મહીં અપૂર્વ કિર્તી પ્રાપ્ત કરી છે. આવું સુંદર અને મનોરંજન પૂર્ણ ચિત્ર તમારાં શહેરમાં પણ ટુંક સમયમાં આવી પહોંચશે. આ ચિત્રનું અભિનય મંડળ ઉત્તમ કોટીના કળાકારોનું બનેલું છે. શોભના સમર્થ, શાહુ મોડક અને મુબારિક આ ચિત્ર મહીં અનોખી ભૂમિકા ભજવે છે. દિગ્દર્શનનું સુકાન કુમારસેન સમર્થ C. R. C. ને સોંપાયું હોઈ એમણે નવી ટેકનીક રજુ કરી છે. વર્તમાનપત્રોએ આ ચિત્ર માટે પોતાનો સરસ અભિપ્રાય આપ્યો છે. જેને તેઓનાજ શબ્દોમાં અહિં નિચે ઉતારવામાં આવે છે.

**કેરેવાન**—ફેબ્રુઆરી ૧૯૪૩. દેહલી.

આ પત્રે ચાર આખાં પાનાં ભરી પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે. જેનો ટુંક અહેવાલ નિચેપ્રમાણે છે.

જે. બી. એચ. વાડયાનું આ પ્રચંડ કાર્ય ખરેજ વખાણને પાત્ર છે. આ ચિત્ર એક ઉત્તમ પ્રકારનું હોઈ સત્ય અંગે કહીએ તો મી. કુમારસેન સમર્થે હોલીવુડનો ખરેજ ભાસ હિંદી ફીલ્મી ક્ષેત્ર મહીં પાડયો છે. આ ચિત્રના કળાકારો શોભના સમર્થ, શાહુ મોડક અને મુબારિક છે. ચિત્ર એકંદરે સુંદર હોઈ પ્રજાને ગમી જાય એવું છે.

**રૂપબાની**—૩૧ જાનેવારી ૧૯૪૩. દેહલી.

આ ચિત્રની કથા શરૂઆતથી માંડીને અંત સુધી પ્રેક્ષક વર્ગના હૈયાંને મનોબોધન અને મનોરંજનની કડી મહીં જકડી રાખે છે.

સંવાદ અને ટેકનીક કટાક્ષમય તથા ઉચ્ચ હોઇ જનતાનું આકર્ષણ પૂરૂં પાડે છે. આવા ઉત્તમ ચિત્ર બદલ જે. બી. એચ. અને કુમારસેન સમર્થને જનતાનાં અભિનંદન.

આવા બીજાં અનેક વર્તમાનપત્રોએ ધન્યવાદથી વાડીયાકૃત આ ચિત્ર "શોભા"ને વધાવી લીધું છે.

**૨. વિશ્વાસ** આ ચિત્ર દિર્ઘ અને સુખી લગ્ન જીવન માટેની મંગલ ભાવના વ્યકત કરે છે. ચિત્રની કથા પહેલે પ્રણય પછી લગ્ન અને બાદમાં વિશ્વાસ દર્શાવે છે. અમીર અને ગરીબનો પ્રણયપ્રશ્ન ખરેજ વખાણને પાત્ર છે. પુત્રનો, પ્રણય માટે ગૃહત્યાગ; પિતાની ગરીબી માટે સુગ; નાના પુત્રનું પ્રેમ પ્રકરણ અને જીવનનો ધ્યેય આ બધી વસ્તુઓને ખરેજ મી. હોમીવાડયાએ ઘણીજ આકર્ષક રીતે દિગદર્શન કળાના પ્રભાવે કચકડાની પટ્ટી ઉપર જકડી લીધી છે. ફીલ્મી દુન્યાની સંગીત મૂર્તિ મી. સુરેન્દ્રનાથ, શારદા ફેમ મીસ મેહતાબ, ચંચલ નાયમ્પલી સુંદર ત્રિલોક અને કુશળ બાળનટી બેબી માધૂરી આ ચિત્રમાં અનોખી ભૂમિકાનું તેજ પાંથરે છે. સંગીત દિગદર્શન (દેહલી રેડીઓ સ્ટેશનના પંકાયેલ) મી. ફિરોઝ નીઝામી ને સોંપવામાં આવ્યું હોઈ ચિત્રમાં સંગીતની મોજ નવી રંગત જમાવશે એવી આશા સેવવામાં આવે છે. આ ચિત્ર વાડીયાની કિર્તીમાં જરૂર કલગી સમાન બની રહે એવું છે.

**૩. ભકત બોડાણા** આ ચિત્ર ભક્તિરસથી પૂર્ણ છે. વાડીયાકૃતનું આ પ્રથમ ધાર્મિક ચિત્ર ખરેજ ભકિતભાવનાના પાઠ શીખવે છે. એક સમયના ચોરનું ભકત તરીકે થયેલું પરિવર્તન ખરેજ ફીલ્મી ક્ષેત્ર મહીં એક નૂતન વિષય છે. જે યુગમાં વિમાનની કલ્પના માત્ર એ નહતી, આગગાડીનું નામ માત્ર એ ન જડતું હતું; તે સમયે

મી. કૃષ્ણજીએ " **ભક્ત બોડાણા** " ને દ્વારકાથી ડાકોર કેવી રીતે આણ્યા એ પ્રસંગને ખીલવવા 'પૂર્ણિમા' ચિત્રના સફળ દિગ્દર્શક મી. બિલવંત ભટ્ટ ખૂબ શ્રમ લઈ રહ્યા છે. બોડાણા પાત્રની ભૂમિકામાં સંગીત ભાસ્કર માસ્ટર, વસંત અમૃત નજરે પડશે. આ ચિત્ર એક ઉત્તમ પ્રકારનું ધાર્મીક ચિત્ર હોઈ ભકિત ભાવનાને ચાહનાર વ્યકિતઓનું આકર્ષણ બનશે.

# ૪. દિલ્લીપતિ પૃથ્વીરાજ ચૌહાણ

આ નામથી કોણ પરિચીત નહિં હોય ? હિંદની પ્રત્યેક વ્યક્તિને મુખે આ નામ અનંતકાળ સુધી રમતું રહેશે. પ્રાચીનકાળના વિર **પૃથ્વીરાજ ચૌહાણ**ના સ્મરણને તાજુ કરવા વાડયાશેઠ એક વધુ સાહસ ખેડે છે જેની પ્રિય જનતા આતુરતાથી રાહ જુએ છે. ઐતીહાસીક સમૃદ્ધિઓને પ્રત્યક્ષ નિહાળવા તૈયાર રહો.

